# રાજા ભરથરી.



કૃષ્ણાઃ—પિતાજી આ કોપ તમે શો કર્યો.

વધુ માટે જુઓ પાને ૫૫.

Title Printed at Krishna Art Works, Vithaldas Road, Bombay 2

કવિ કુલ ચુડામણિ

યોગેન્દ્ર

# ભર્તૃહરિ (ભરથરી)

## ( સચિત્ર )

પ્રયોજક.

....વરાવ ભાસ્કરરાવ કર્ણિક-સુરત.



પ્રકાશક.

ગુજરાતી સાહિત્ય મંદિર.

સલાબતપુરા-સુરત.



...માવૃતિ. ૧૯૨૫. પ્રત ૨૦૦૦.





સુરત લીમડાચોકમાં આવેલા શ્રી "હરી-હર"
પ્રીં. પ્રેસમાં હરીલાલ મગનલાલે છાપી.

યોગેન્દ્ર.

# ભર્તૃહરિ (ભરથરી)

—હરિગીત—

આકાશથી વર્ષાત્રહી સૃષ્ટિ બધી જળમય કરી,
થંડો અનિલ વાતો ઘણો રજની ભયાનક છે ખરી,
એ દ્રષ્યથી સહુ લોકના બસ ગાત્ર કંપી જાય છે,
ધડ ધડ ધડાકા અભ્રના અથડાટથી ત્યાં થાય છે.

વૃક્ષો તણી નવ પલ્લવો તોફાનથી તૂટી પડે!
ભેખડ ભયાનક ભવ્ય પણ બસ નીરથી ફૂટી પડે!
વેલી અને વૃક્ષાદિના સંબંધ સહુ છૂટી પડે!
દેખાવ એ અવલોકતા હિંમત બધી ખૂટી પડે!

ઉંચે નજર કરતા અહા! ઘનઘોર નભ દેખાય છે,
શી! શ્યામતા જાણે બધી ત્યાં આજ ભેગી થાય છે?
કે શું નિશા નભ સાગરે થઇ નગ્ન નિરમાં ન્હાય છે!
ના! ના! જરૂર યમદેવનું એ ભવ્ય રૂપ દેખાય છે!

વચ્ચે થતા વિદ્યુત્ તણા ચમકાર ચિત ડોલાવતા,
પ્રત્યક્ષ ભયની મુર્તિને નયનો સમીપ લઇ આવતા,
થર થર ચરણ કંપી જતાં હૈયું ન રહેતું હાથમાં,
પંથી વિચરતા પ્રાણને સોંપી શ્રી જગના નાથમાં.

સમીપે સલિલને લઈ જતી ખળખળ કરી સરિતા વહે,
આકાશનું પ્રતિબિંબ તે નદિસુંદરી ઉરમાં લહે,
પતિ કાજ નિર લઈ દોડતી વનવાસના કષ્ટો સહે,
એ દ્રષ્ય પણ ભયથી વધુ પંથી તણાં દિલડાં દહે.

નદિના તટે શોભી રહ્યા વળી વૃક્ષ વેલી ભેખડો,
પોચા પડેલા પૃથ્વિના પાણી થકી નબળા પડો,
તેને ઝપાટે તોડતી નિજ પંથમાં ઘસડી જતી,
નવ પરણિતા મુગ્ધા સમી સરિતા દિસે ત્યાં દોડતી.

છોળો ભયાનક આવતી તોફાન વાયુ તણું થતાં,
પાષાણવત દિલડાં જરૂર એ સ્થાનમાં કંપી જતાં,
જો! જો! પશુપક્ષી બધા અદ્રશ્ય નિજ સ્થાને થયા,
શું દૈવ પણ દુશ્મન બન્યો ના દેવને આવી દયા?

ના માર્ગ છે જ્યાં ત્યાં ભર્યા સલિલે બધાંજ જળાશયો,
શું પૃથ્વિ જાય રસાતળે મહાકાળ ત્યાં આવી ગયો,
ઘો! ઘો! કરી ગુસ્સે બની વરસાદ પુષ્કળ છે વહ્યો,
શું ઇંદ્રનો આ સૃષ્ટિ પર કંઇ પાપથી ગુસ્સો થયો?

વૃક્ષો તણી પલ્લવ થકી ગાજી રહી ત્યાં ઘોષણા,
નક્કી પ્રલયનો કાળ છે ના! ના! રહી કશીએ મણા,
એવી ભયાનક કલ્પના અવલોકતાં એ આવતી,
ત્યાં તો વળી નભદેવતા નિજ ગર્જના ગરજાવતી.

સરિતા જતી ધસતી બહુ મદમસ્ત મહીલા દોડતી!
નિજ માર્ગના પ્રતિબંધને ભયનાદથી ઝટ તોડતી!
સૃષ્ટા તણી કૃતિઓ કંઇક નિજ દર્પ રાખી ફોડતી!
દરકાર નિજ કાયા તણી બસ! કંથ કાજે છોડતી!

રે! આમ આ પૃથ્વિ બધી ભયથી ભરેલી ભાળીએ!
સૃષ્ટિ થઇ સંતાપતિ ત્યાં સ્વાસ્થ્ય કયમ સંભાળીએ!
એ દુ:ખથી દ્રષ્ટિ જરૂર હરિ પાસ નભપર વાળીએ!
પણ ઘોર નભપટ દેખતા તૃષ્ણા જીવનની ટાળીએ!

છે નિબીડ એ અંધાર ના નેત્રો કશું ભાળી શકે!
હૈયું અધિર અતિશય બને ભય દેહના ખાળી શકે!
ના! ના! સમય સંકષ્ટમાં કાયા બધુ ગાળી શકે!
આ દુ:ખથી દુનિયા, બધી હરિ! એક તું પાળી શકે!

એવી વિનંતી વિચરતા ત્યાં ના પથિકની સાંભળી!
શું દેવના દિલથી અહા! અમીની મીઠી દ્રષ્ટિ વળી!
કે સૃષ્ટિના પટથી હવે શનીદેવની છાંયા ટળી!
પણ ઘોર એ અંધાર જોઇ કરી રાત્રી ચંદ્રે ઉજળી!

એ માર્ગ પર ત્રણ અશ્વ લઈ નિજ સ્વારને દોડી જતા,
ભૂલી ગયા નિજ પંથને તોફાન વર્ષાનું થતા,
બે છે પુરૂષ તહીં અશ્વપરને એક અબળા. છે વળી,
એ માર્ગ સત્વર કાપતા ત્રણ પંથી તે સાથે મળી.

પણ ઘોષ વર્ષાનો થતાં તોફાન બહુ અશ્વે કરી,
નાઠા અપરિચિત માર્ગપર તે પંથ સાચો પરહરી,
ત્રણ અશ્વ ત્રણ પંથે પળ્યા સંગાથ ના સાથે રહ્યો,
બે વ્યક્તિનો આગળ જતાં નિજ ભાગ્યથી ભેટો થયો.

અંધારના એ રાહમાં પંથી ગમે ત્યાં આથડે!
કાયા કપાણી કષ્ટથી ના માર્ગ સાચો સાંપડે!
તનડું તપ્યું બહુ તાપથી મુખ શોકમાં નજરે પડે!
અશ્રુ ન નિરખે નેત્ર પણ ઉર તેમનાં છાના રડે!

કોમળ હૃદય બહુ તેમના અતિ કષ્ટથી કંપી રહ્યા,
રડતા રખડતા માર્ગપર દુખથી પ્રવાસી તે ગયા,
દેખ્યું નહોતું કષ્ટ કંઈ, જન્મે ન વેઠયો તાપને,
તે દેહ કયમ જાણી શકે પર્જન્યના પરિતાપને?

ત્યાં મંદ ચંદ્ર પ્રકાશથી પછી પંથ ઉજળો છે થયો,
તમ પૂર્ણતાથી છવાયલો થઇ નષ્ટ સહુ ન્હાસી ગયો,
પુરતા પ્રકાશ વડે હવે વળી રાહ દેખાતો રહ્યો,
ભય દેહમાં વ્યાપ્યો હતો અદ્રષ્ય સઘળો તે થયો.

બન્ને પ્રવાસી પંથ એ આનંદથી બસ કાપતા,
વનવાસી જન જઇ તેમને કદી રાસ્ત રાહ બતાવતા,
છે એક અશ્વપરે તહાં વય વીસનો નર કેસરી,
બીજા પરે બેઠી હતી મોહાંધ તે અબળા ખરી.

રસ્તે જતાં તે કામિની નિજ ધર્મને આઘે ધરી,
વ્યભિચાર કેરી યાચના પેલા યુવક પાસે કરી,
કુલ્ટા અને કામાંધ તે મતિમંદ અબળા હા! હતી,
ત્યારે હતી તે યુવકની નિજ ધર્મને પંથે મતિ.

શબ્દો સુણી શ્યામા તણા વિર કેસરી જયમ ત્રાડતો,
પાણી તણા પ્રતિભાસથી પોકાર પુષ્કળ પાડતો,
ત્યમ તે યુવક ગરજી રહ્યો કહી, "નીચનારી! દુર થા!
હું ધર્મનો સેવક જરૂર ના! પાપ યાચું સર્વથા!

કંચન અને કંદર્પની કદી હું ગુલામી ના કરૂં,
સૃષ્ટિ તણા મહાલોભથી પણ ધર્મના આઘે ધરૂં,
સંકટ ભલે શરીરે પડે ના ટેક મારો પરહરૂં,
ના! પાપના સંપર્કથી મારી કદી કાયા ભરૂં.

વચનો સુણી એ યુવકના વામા વધુ વેગે ચઢી,
પતિધર્મ નિજ નેવે ધરી તે પાપિણિ પાયે પડી,
ચરણો ગૃહી અબળા રડી કરતી વિનંતી હાં! હતી,
ના જાણતી વ્યભિચારીણી, શી થાય કુલ્ટાની ગતિ.

જ્યમ અગ્નિ ઘૃતના સ્પર્શથી ભડકા વધારે છે વળી,
ત્યમ ક્રોધથી ગાજ્યો યુવક શું ઝેરની વર્ષા ગળી!
" દુષ્ટા ! રહે દુર સ્પર્શ ના તમ દેહથી મારો કરો,
આ પાપના મહાપંકને એ પાપીણી ? ઝટ પરહરો,

સંસારમાં આ દેહને દેવે દીધી શુભ કામને !
પરમાર્થ કરવા પ્રાણ દઇ રટવા હૃદયથી રામને !
કાયા ન ભરવી કામથી સ્મરવા સદા ઘનશ્યામને !
નાંખો કલંકે મોહથી નહિ દેહરૂપ હરધામને !

આપ્યો હરીએ દેહ આ નવ ધર્મથી સંભાળીએ !
કિરતારના સહુ કાયદા ના પ્યાર રાખી પાળીએ !
મિથ્યા રખડતા કામના મહાયજ્ઞમાં તન બાળીએ !
તેના થકી તનડું ભલું જઈ પુણ્યમાંજ પખાળીએ !

અબળા તણી અવની વિષે સાચી ગતિ છે કંથમાં
એ ધર્મને આઘે ધરી પડશો ન ભુલના પંથમાં,
છે દેહ આ નૌકા સુકાની પ્રાણ પ્રિયકર આપણો,
ઉત્તમ શરિર આ સાંપડયું આભાર એ પ્રભુનો ઘણો.

સંસાર અર્ણવમાં જુઓ ! નૌકા ઉતારી ઇશ્વરે,
છે ધર્મ તેને રક્ષીને પૂરી સોંપવી હરિને ઘરે,
કંદર્પના મહાદર્પમાં જે જે અધમ અટવાય છે,
તે ધર્મને નાંખી કુવે નક્કીજ નર્કે જાય છે.

બસ નષ્ટ તે નૌકા બને  નાવિક ડુબે જળમાં જઈ,
પસ્તાઈ  પાછળથી  કહે પ્રભુજી !  ખરાબી છે થઈ,
અતિશે થતી  અપકિર્તી  આ સંસારમાં તે દેહની,
યાદી ધરો ઉરમાં તમે  તમ કાંતના  શુભ સ્નેહની.

મમ બંધુના પત્નિ તમે હું પુત્રવત  તમ  બાળ છું,
હું ધર્મનો  છું  ભક્તને  કંદર્પ  કેરો  કાળ  છું,
ઈચ્છું ન હું ત્રણુ લોકમાં  પરનારીના  કર  સ્પર્ષને,
કાયા  બને  મમ  પાપીણી વ્યભિચારીણીના  દર્ષને.

જે  ધર્મનો  ઘાતક  બની  કંદર્પથી  કાયા  ભરે,
તે  રંક યા રાજા  ભલે પણુ  નર્કમાં  અંતે  સરે,
કરી સ્પર્ષ તમ કાયા તણો હું  પાપને  ચાહું નહિ,
આ  જીંદગીમાં  નર્કનો  અધિકારી હું  થાઉં નહિ.

ટાળો  તમે પણુ  દેહથી  કંદર્પના  સ્મરણો  બધા,
સ્મરણે પ્રિતમના જાપથી ટળશે  બધી એ  આપદા,
સુરલોકનું  સુખ  પામશો  ટાળો  હૃદયના  તાપને,
કાપે  કૃપાળુ  કાન્તની  કરૂણા  કઠણુ  પરિતાપને.

સતિએ સદા જપવો જરૂર પતિના પરમ પ્રિય જાપને,
પતિ  મંત્ર  કાપે  સર્વદા  સંસારના  સંતાપને,
વળી કાંન્ત તમ કાયા તણો નર શ્રેષ્ટ પ્રતિભાવાન છે,
જે રાજવીને સર્વથા  ત્રણુ લોકનું  પણુ  જ્ઞાન છે.

તેને તજીને પાપના આવા વિચારો ના કરો,
વિનવું પ્રિતે ઓ ! પ્રેમદા ! ઉર પાપ સઘળું પરહરો,
ના દેહ પાપવડે ભરી અહીં જીંદગી ગાળો વૃથા,
વળી સાંભળો ! તમ કાંન્તની સાચી સુણાઉં છું કથા.

સૃષ્ટિ થકી છે શ્રેષ્ઠ તે સ્થળ સ્વર્ગલોક ગણાય છે,
દૈવો તણો જ્યાં વાસ છે જે પુણ્ય ધામ મનાય છે,
નરરાજ ઈંદ્ર તણી તહાં સત્તાઅબાધીત છે રહી,
જ્યાં દુઃખના નથી દર્પ કે ના પાપની છાંયા રહી.

મહાદેવનો જ્યાં વાસ છે કૈલાસ તે કહેવાય છે,
શિવ ભક્ત નિજ મહા પુણ્યથી એ મોક્ષસ્થળમાં જાય છે,
દરબાર જ્યાં શિવનો થતો ત્યાં કિન્નરીઓ આવતી,
અભિનયકલા નટ કર્મથી સુરલોકને સમજાવતી.

આનંદમાં કંઇ વર્ષના વર્ષો વહ્યા એ રીતથી,
જ્યાં દુઃખ કે મહા શોકનો સુરવાસમાં છાંટો નથી,
સહુ લોકમાં વ્યાપી રહ્યો ઝાઝો પરસ્પર સ્નેહ છે,
જાણે ન કશીએ ભિન્નતા બસ એક સહુનો દેહ છે.

રમણી હતી રંભા સમી શંકર તણા દરબારની,
ઘેલું થતું સુરલોક તેના કંઠનો સુણુતા ધ્વની,
રૂપમાં હતી અંબાર સમ તે દેવબાળા શોભતી,
સૌંદર્યની પ્રતિમા સમી તે કિન્નરી કોમળ હતી.

મહાદેવના દરબારમાં નિજ નિત્ય કર્મ અટોપવા
તૈયાર તે રમણી થઇ કૈલાસને પંથે જવા,
ત્યાં માર્ગમાં નર ઇંદ્રનો સંતાન તેને સાંપડયો,
હાં ! ભાગ્યના દુખયોગથી સચિપુત્ર મોહ વિષે પડયો

અબળા ગઈ તજી પંથ નિજ સચિપુત્રના સુખધામમાં
બસ મસ્ત ત્યાં બન્ને થયા કંદર્પના સંગ્રામમાં,
તે કાજ હરભુવને પછી તે સુંદરી મોડી ગઇ,
રંભા તણા દુષ્કર્મની હાં ! જાણ શંકરને થઇ.

જેણે પ્રજાળ્યો ક્રોધથી અગ્નિ બની મહાકામને,
સાર્થક કર્યું સહુ લોકમાં 'સ્મરશત્રુ' એ શુભ નામને,
તેના ભુવનમાં પાપનો સંપર્ક આમ થયો ગણી,
હર ક્રોધથી ઘેલા થયા ઉર રીસ વ્યાપી છે ઘણી.

દરબાર શંકરનો થતાં સુર સર્વ ત્યાંજ વિરાજતા,
એ ભવ્ય ભુવને સુંદરીના પાપ સહુ પ્રકટી જતા,
લાગી જરૂર બહુ લાજ નિજને કિન્નરીના કામથી,
"બસ દુષ્ટ એ સચિપુત્રનું કંઈ કામ સુરલોકે નથી."

એવું વદી સંતપ્ત થઈ હર શ્રાપ આપીને કહે,
"ઓ દુષ્ટ નર પાખંડી! શું તુજ પાપથી મુજને દહે
જા ! જા ! નરાધમ! સ્વર્ગથી તું મૃત્યુ લોકે અવતરી,
શિક્ષા ભયંકર પામશે ત્યાં દેહ ગર્દભની ધરી.

વચનો સુણી એ શ્રાપના દૂખ સાંભળી સંતાનના,
ઇંદ્રે કહ્યું કર જોડીને, "હર! સાંભળો મમ પ્રાર્થના,
ના ક્રોધ આમ કદી ઘટે ગુસ્સે નહિ થાશો હરિ!
છે ના ગુન્હો મમ પુત્રનો છે દોષમય તમ કિન્નરી."

વચનો સુણી ભુપઇંદ્રના હર ક્રોધથી પ્રજળી કહે,
"કાં દુષ્ટ! તનુના પાપને સંતાડવા પાછો ચહે,
જાણ્યો તને નાંખી અહલ્યા તેંજ પાપાચારમાં,
મુખ શ્યામ લઈ શાનો હવે માગે ફરી મારી ક્ષમા."

આવું સુણી ભુપ ઇંદ્ર પણ ક્રોધે ભરાણા છે ઘણાં,
"કાં દોષ દેખો પારકા ગુણ(!) પેખતા નથી આપણા?
ગંગા તટે રમતી હતી કંઇ દેવબાળા ત્યાં જઈ,
તપ આદર્યું હરનાથ! પણ ત્યાં આપની શી દશા થઈ?

થઇ નગ્ન નાચ્યા ત્યાં તમે ના! ના! શરમ રાખી અરે!
દઇ શ્રાપ ન્હાસી કન્યકા હારી તમોથી આખરે!
એ શ્રાપથી તમ લિંગ થઈને ભ્રષ્ટ ભૂમિપટ પર ગયું,
તેનું પુંજન હજીએ જુઓ! ત્યાં મૃત્યુ લોકે છે રહ્યું.

હરનાથ પણ સ્મર સાથ તો અતિ આમ ઘેલા થાય છે,
વળી ભદ્ર જન પણ ભામિનિના મોહમાં અથડાય છે,
મોટા મહર્ષિ હોય તે જઇ પંકમાં પટકાય છે,
આ તેજ હર જે ભિલ્લનંદીની દેખતાં ત્યાં ધાય છે.

અબળા અકળ અવની બધી આંખે નચાવી નાંખતી !
રામા તજાવી રાજ્ય કૈં વળી નર્ક પંથ બતાવતી !
સાધુ અને શયતાનને સલુણી જરૂર સંતાપતી !
દારા દબાવી દૈત્યને પણ દુઃખ ભારે આપતી !

ત્યાં આપ બોલો ! રંક મુજ સંતાનનો શો રોષ છે.
એ કિન્નરી કુલ્ટા જરૂર તેનો ધરાધર દોષ છે,
તો ધર્મ છે પ્રભુ આપનો તેને ક્ષમા દેવી ઘટે,
એ વાત ધર્મ સુબોધની સમજાવીને કે'વી ઘટે. "

વચનો સુણી નૃપ ઇંદ્રના નિજ કર્મ કર્ણે સાંભળી,
નિજ શ્રાપના વચનો સ્મર્યા ઉરમાં દયા આણી વળી,
શંકર કહે સચિનાથને; "તુજ શબ્દ સાચા છે ખરે,
પણ શું કરૂં ન ઉપાય છે મુજ શબ્દ પાછા ના ફરે.

શશી સૂર્ય સ્થમ્ભે માર્ગમાં રવિરાજ પણ થંડા પડે,
દિન રાત્રી પણ પલટે ભલે અવળી બધી ઘટના ઘડે,
સિંહ ટેક નિજ છોડે અને વનમાં જઇ તૃણને ચરે,
તોયે વચન હરનાથનું સંસારમાં તે ના ફરે.

પણ પુત્ર તુજ સંસારમાં રમશે સદા સત્કર્મમાં,
પડશે નહિ પાછો જઇ નિચ પાપના સંપર્કમાં,
સ્મરશે મને અંતર વિષે બહુ પ્રેમ રાખી સર્વદા,
તો મોક્ષ મળશે સત્વરે ટળશે જયંતની આપદા.

ગર્દભતણી કાયા ધરી દિવસે રખડશે તે છતાં,
નર દેહ ધરશે રાત્રીએ—અંધારનો અવસર થતાં,
પૃથ્વીપતિની કન્યકા ત્રણ પુત્ર તારો પામશે,
સંસારને શોભાવતા ત્રણ બાળ ત્યાં એને થશે.

કરશે જગતમાં નામના તમ કિર્તી ત્યાં ફેલાવશે,
મમ શ્રાપ પુર્ણ થતાં પૂરી તુજ બાળ સ્વર્ગે આવશે,
ના શોક કૈં કરશો તમે સ્મરતા ન મારા શ્રાપને,
ધોશે જરૂર પરિગ્રહ્ન તમ પ્રિય પુત્રના પરિતાપને"

સુરલોકમાં સચિનાથ તે રહે છે સદા સંતાપથી,
તેનું હૃદય પ્રજળ્યા કરે હરના હળાહળ તાપથી,
શંકર તણા એ શ્રાપથી નૃપ ઇંદ્રનો ગર્દભ થઇ,
શિક્ષા ગુન્હાની પામવા સંસારમાં આવ્યો અહિં.

રડતો રખડતો રાહમાં તે દિવ્ય ગર્દભ ગામમાં !
રહેતો સદા હરિ પ્રેમથી આનંદમાં–આરામમાં !
ફરતો વિચરતો રોજના તે ધર્મના પ્રિય ધામમાં !
પણ વૃત્તિ હરનિશ રાખતો પ્રિય રામમાં–ઘનશ્યામમાં !

રજની થતાં તે રોજના ગર્દભ જતો સરિતા તટે,
પોકારતો, "નૃપ કન્યકા ત્રણ આપવી મુજને ઘટે,
અહીંના નરાધીપની સુકોમળ બાલિકા ત્રણ છે ખરી,
તેને વરીશ હું એમ મેં અંતિમ પ્રતિજ્ઞા આદરી."

આ શબ્દને પોકારતા મહાગર્જના તેણે કરી,
સુણુતા ભયાનક શબ્દ જનતા જાય ભયથી થરથરી,
નૃપને જઈ કહેતા બધા; "મહારાજ! શો આ કોપ છે ?
ગર્દભ ચહે તમ કન્યકા કંઇ દૈવનોજ પ્રકોપ છે !"

સરિતા તટે પ્રતિ દિવસ તે નૃપ વેષ પલટીને જતો,
ત્યાં દિવ્યગર્દભ રોજના પોકાર કરતો આવતો,
એ પુણ્ય સ્થળ પર ઉભયનો કંઇ યોગથી ભેટો થયો,
ગર્દભ પછી ત્યાં દોડતો નૃપરાજની પાસે ગયો.

નૃપને કહે, "નરનાથ ! તુજ રૂપવાન ત્રણ બાળા ખરી,
સંલગ્ન તે મુજથી કરો એવુંજ ઇચ્છે શ્રીહરિ,
સંતાન હું નૃપ ઇંદ્રનો મુજ વેણુ જો મીથ્યા થશે,
તો સર્વ તુજ સામ્રાજ્યનો મહા નાશ અંતે આવશે."

" મમ ગામની ચોપાસ જો તું કોટ કંચનનો કરે,
તો વિશ્વમાં સચિપુત્ર તું એવી કથા સાચી ઠરે,
ના પ્રત્યવાય પછી હશે પ્રમદા તને ત્રણ આપતા,"
વચનો સુણી ગર્દભ તણાં ભુપ ભદ્ર વચનો ભાખતા.

નરદેવના શબ્દો સુણી ગર્દભ કહે; "પ્રભુ ! સાંભળો !
તમ ઇષ્ટ સિધ્ધિ સાધવા છે શ્રેષ્ઠ સૌથી આ પળો,
તારો અનુચર સુત્ર લઇ તુજ કોટ ફરતું વીંટશે,
પરિક્રમણુ પૂર્ણ થતાં સુધી પાછળ નહિ અવલોકશે.

શંકા ન ઉરમાં લાવતો એ કોટ કંચનનો થશે,
પણ દેખશે પાછું ફરી તો કાર્ય એ સ્થંભી જશે, ”
વચનો સુણી ગર્દભ તણાં નૃપદેવ રાજગૃહે ગયો,
આજ્ઞા થતા ભુપની અનૂચર સુત્ર લઇને નીસર્યો.

આખી કરીજ પ્રદક્ષિણા જોયું નહી પાછું ફરી !
પણ અંતમાં તેને અહા! બુદ્ધિ સુઝી અવળી ખરી !
દ્રષ્ટિ પછાડી છે કરી દુતને દિલે સંશય થયો !
તે દુર્ગ કંચનનો બધો ઝટ તામ્રમાં પલટી ગયો !

નગરી બની એ તામ્રના દુર્ગો થકી રક્ષાયલી,
તે ‘ તામ્રવતી ’ એ નામથી આવી પ્રસિધ્ધિમાં ભલી !
કહેવાય છે, ‘ ખંભાત ’ એ અપભ્રંશ તામ્રવતી તણો,
એ સત્ય ઘટના હોય તો છે ધન્ય ! પ્રાન્તજ આપણો,

તે દ્રષ્ય દુર્લભ દેખતાં ભયભીત નૃપ દિલમાં થયો,
સંદેહ હૃદયનો સર્વથા ત્યાં સત્યમાં પલટી ગયો,
પણ તથ્ય એ અવલોકતાં નૃપ ક્ષોભ પામ્યો છે ઘણું,
“રે! રે! ફુટયું મુજ ભાગ્ય કોપ્યું દૈવ શું બાળા તણું!

શી રીતથી ગર્દભ થકી સંલગ્ન કન્યાને કરૂં ? !
રે ! હાય કયમ થઈ બાપ હું પુત્રી પરે ખંજર ધરૂં,
બોલ્યું વચન ફુટે નહિ કયમ શબ્દ મારો પરહરૂં?
કે પ્રાણ આ પૃથ્વી થકી કિરતાર ! હું આઘે કરૂં ? !

## યોગેન્દ્ર ભર્તૃહરિ.



આનુરે પ્રાયશ્ચિત હવે શું કરૂં,
મારગ આપો પૃથ્વી માતજી, ભેખરે ઉતારો રાજા ભરથરી.

વધુ માટે જુઓ પાનું ૬૩.

Krishna Art Works, Bombay 2.

## યોગેન્દ્ર ભર્તૃહરિ.



"વ્હાલા ! અમરફળ અર્પું આ શાણા ! સ્વિકારો સ્નેહથી,
નિજ સોડમાં તેને લઈ દર્શાવી માયા દેહથી."

વધુ માટે જુઓ પાનું ૪૧.

Krishna Art Works, Bombay 2.

ક્ષત્રી તણો મુખ શબ્દ તે બોલ્યા પછી પલટાય ના,
જયમ ચંદ્રના શિત રશ્મિ તે શશિદેવથી દુર થાય ના,
અસ્તિત્વ હરિનું સૃષ્ટીથી ઘડી એક પણ વિસરાય ના!
અવની રસાતાળે જતી મમ શબ્દ મિથ્યા થાયના !

મુજ વેણ મિથ્યા થાય તો બસ નાશ નગરીનો થશે,
પ્રારબ્ધ આ પલટી જતાં સંકષ્ટ ભારે આવશે,
તેના થકી છે શ્રેષ્ઠ કે ત્રણ પુત્રીનો ભવ બાળવો,
મારે ઘટે મુજ પ્રાણ પણ દઇ ધર્મને સંભાળવો."

બોલાવી ઇંદ્રકુમારને ત્રણ કન્યકા અર્પણ કરી,
"ભાવી તને સોંપ્યું;" કહી સ્મરતા હૃદયમાં શ્રીહરિ,
તે દિવસથી સચિપુત્ર તે આવી વસ્યા મહાલય મહીં,
પોકાર લોકો પાડતા, "નહિ શકય તે ઘટના થઈ."

સચિપુત્ર એ રજની થતાં નિજ દેહ ગર્દભ ત્યાગતો,
નવયૌવને નર શોભતા ત્યમ દિવ્ય તન ધારી થતો,
રમતો વસંતવિલાસ તે નૃપ કન્યકા થકી સર્વદા,
સંસાર ચાલ્યો તેમનો દુખમુકત આનંદે સદા.

એ રીત એ અબળા જતાં કંઇ માસ ગર્ભવતી થઇ !
કથની બધી એ ગામમાં પવને અહા! પ્રસરી ગઈ!
સહુલોક અતિ નિંદા કરે નૃપની ન કંઇ લજ્જા રહી!
"ભુપ કન્યકા પણ કાન્ત વિણ વળિ ગર્ભધારિણિ છે થઇ !"

"ગર્દભ થકી પરણ્યા પછી મુજપુત્રી ધારે ગર્ભને!
અનિતિમયી અબળા થઈ લજ્જા લગાડી છે મને!
ચાંડાલિણી એ દુષ્ટ મમ કુળને હવે લજવાવશે!
પ્રતિભા જશે પલટી અને મુખ શ્યામ મારૂં થૈ જશે!

'ઓ પાપીણી! નિર્ભાગીણી! અવિચારીણી! બાળા અરે',
સૃષ્ટિ થકી દુર તેમને કરૂં શ્રેય તેમાં છે ખરે,"
એવું વદિ નૃપ હસ્તમાં સમશેર નગ્ન ઉપાડતો!
કન્યા તણા મહાલય પ્રતિ ક્રોધે થયો છે ચાલતો.

અબળા તણા આવાસમાં જઈ રાય મહાલયમાં ચઢયો,
થઇ અંધ તે ગુસ્સા થકી ચોમેર ક્રોધે આથડયો,
વિશ્રાંતી જ્યાં લેતી હતી અબળા પલંગ પરે પડી,
એ દિવ્ય બાળા દેખતાં ભુપની ભિનિ થઇ આંખડી.

"ના! દોષ એ બાળા તણો મહા કામનું બળ આકરૂં,
વય પ્રૌઢ મુજ થઇ છે છતાં ના! ના! વિલાસો પરહરૂં,
અજ્ઞાત આ સંસારથી બાળા નહિ કદિએ ચળે,
એ થાય તો નિશ્ચે રવિ પશ્ચિમ થકી પૂર્વે પળે.

પાડો પછાડી પ્રાણને, હાથે હણો હરબાણને,
ભયથી છુપાવો ભાણને, રોળો રણે રમખાણને,
નર્કે જુઓ નિર્વાણને, ખાત્તર સમર્પો ખાણને,
વ્હેળે વળાવો વ્હાણને, પુષ્પે હણો પાષાણને.

એ શકય થાયે તોય પણ કંદર્પ કદિ દુર થાયના,
જનની તણો જયમ સ્નેહ તે નિજ પુત્રથી પલટાયના,
ફણીધર તજી વિષને કદી દિલથી સુધાને ચ્હાય ના,
સિંહ બાળ ભૂખ થકી મરે પણ સ્વપ્નમાં તૃણ ખાય ના.

પલટે ત્રિલોક ભલે છતાં ના! ના! હું કીર્તિ પરહરૂં,
વ્યભિચારીણી આ કન્યકા બસ પ્રાણ બાળાનો હરૂં!
ના! ના! અધમ એ દેહથી પૃથ્વિ અપાવન હું કરૂં!
શું ધર્મનો રક્ષક બની હું પાપ દુનીયામાં ભરૂં?

છે કન્યકા વ્યભિચારીણી પછી ના દયા દર્શાવવી!
ના! ન્યાયના શુભ કર્મમાં પ્રિતિ સ્હેજ આડે લાવવી!"
એવું કહી સમશેર લઇ નૃપ મારવાને જયાં ગયો.
જાગી અચાનક કન્યકા નિજ તાતથી ભેટો થયો.

કન્યા પડી ચર્ણે કહ્યું, "કાં ક્રોધ બાપુ! આપને!
અબળા તણી કાયા હણી વેઠો નહિ પરિતાપને,
ક્રુર કર્મ આ કરવા કહો પ્રવૃત્ત કેમ તમે થયા?
અપરાધ શો અમ રંકનો ના તાતજી! આવી દયા!"

કરૂણા ભર્યાં નિજ અંતરે વચનો સુતાનાં સાંભળી,
નરદેવની વૃત્તિ વિષે પાછી દયા આવી મળી,
તેણે કહ્યું, "બાળા! તમે સંલગ્ન ગર્દભથી થયા!
શી રીતથી તમને કહો નરદેહના ગર્ભો રહ્યા?

નિશ્ચે તમે થઇ અંધ કંઇ વ્યભિચાર પાતક આદર્યું,
નક્કી તમે મમ નામને કુળમાં કલંકીત છે કર્યું,
કિર્તિ કરેલી ધૂળમાં બાપુ! પડી તમ લક્ષણે,
જનતા બધી જગની જુઓ! "નિજ ટેકહિન મુજને ગણે."

જેની સુતા વ્યભિચારીણી તે તાતને ધિક્કાર છે!
સંસાર આ પોકારતો "નૃપ પાપનો અવતાર છે!"
એવું કલંક કપાળમાં બાળા! હું કૈં સ્હાતો નથી!
આ શોકથી મુજ પ્રાણ પણ પ્રિય દેહથી જાતો નથી!"

સુણીને વચન નિજ તાતના સંતાપથી બાળા કહે,
"તમ પુત્રી ત્રણ લોકે કદી વ્યભિચાર પાપ નહિ ચહે,
અમ કાન્ત ગર્દભ દેહને પ્રતિ રાત્ર પલટી નાંખતા,
નરદેહમાં રજની થતાં દર્શન અમોને આપતા.

તેના થકી પ્રિય તાતજી! ગૃહ ધર્મ અમને સાંપડયો,
ના! ના! કદી મનહસ્તી અમ તોફાનને વમળે પડયો,
અમ ભવ્ય આ મહાલય નીચે જે અશ્વશાળા આપણી,
રથ અશ્વ, ગજ જ્યાં શોભતા વિખ્યાત છે, પુરમાં ઘણી.

અમ કાન્ત જ્યારે રાત્રીએ નરદેહ ધારે સર્વદા,
તે સમય ત્યાં ત્યાગી જતા નિજ દેહ ગર્દભની સદા,
પાછી પ્રભાત થતાં વળી કાયા ધરે ગર્દભ તણી!
એવી કથા પ્રતિ દિવસની બાપુ! વિચિત્રજ છે ઘણી!

સંદેહ ના ઉર લાવશો અમ દોષ એમાં ના કશો !
શું પાપ છે પતિ સંગમાં? ગુસ્સે નકામા ના થશો !
ના ક્રોધનું કારણુ રહ્યું દિલ ધૈર્યને છોડો નહિ !
અબળા તણી હત્યા તણું મહા પાપ ઉર જોડો નહિ!"

નૃપ એ વચન કર્ણે સુણી નિજ અશ્વશાળામાં ગયો !
ત્યાં દેહ ગર્દભની અહા! ભાળી અતિ વિસ્મિત થયો !
પુત્રી પરે જે કોપ નિજ ઉરનો બધો પલટી ગયો !
નૃપ હર્ષથી ઘેલો બન્યો નવ રોષ હૈયામાં રહ્યો !

નરરાય ગર્દભદેહને ભાળી વિમાસે અંતરે,
"આ દેહથી જામાત્ર મુજ ગદર્ભ બની સઘળે ફરે,
જો નાશ આ કાયા તણો મુજ હસ્તથી કદી સાંપડે,
નિશ્ચે પછી સચિપુત્રને ના દેહ ગર્દભની જડે."

એવું વિચારી દેહ જે ગર્દભ તણી ત્યાં છે પડી,
સળગાવી તેને અગ્નિએ અવળી અરે ! ઘટના ઘડી,
આવ્યો પ્રલય પૃથ્વિપરે ઉત્પાત ભારે ત્યાં થયો,
આકાશથી અગ્નિ તણો વરસાદ શું વર્ષી રહયો !

જ્યમ દેહ ગર્દભની તહાં ભડભડ બળે અગ્નિ વડે !
ત્યમ ગામ પણુ પ્રજળી ગયું જનતા બધી શોકે રડે !
પશુ પક્ષિ નરનારી બધાં નિરખી વિલયને તરફડે !
પણુ થાય શું ? પૃથ્વિ મહીં પ્રારબ્ધની પ્રભુતા ચઢે !

સચિ પુત્ર જે જગમાં હતો મહાદેવ કેરા શ્રાપથી,
પરનારીના અભિલાષમાં રે ! રે ! પડયો જે પાપથી,
થઇ નષ્ટ ગર્દભ દેહડી આખું નગર પ્રજળી જતાં,
સચિપુત્ર સ્વર્ગ વિષે ગયો તે નષ્ટ સહુ નગરી થતા.

ત્રણ કન્યકા નૃપરાજની સચિપુત્રથી સંલગ્ન થઇ,
ભાળી નગર પ્રજળી જતું ભયથી અરણ્યે છે ગઈ,
રડતી રખડતી આથડે ફળ ભક્ષી ને કાયા ધરે,
પણ કષ્ટની છાંયા જતાં ફરી ભાગ્યનું ચક્કર ફરે.

ત્યમ તેમને વનવાસમાં રૂષીરાજનો આશ્રમ મળ્યો,
ઋષીની કૃપાથી તેમનો સંતાપ સઘળો છે ટળ્યો,
ત્રણ પુત્ર વનમાં સાંપડયા વિક્રમ, ભટ્ટિ, ભર્તૃહરિ,
કંઇ વર્ષ પછી તે સુંદરી પ્રભુ ધામ કાજે પરવરી.

થાતાં વિલય માતા તણો પુત્રો વસ્યા આશ્રમ વિષે,
ઋષી આશ્રયે તે સર્વને ના શોકનો છાંટો દિશે,
સંસારમાં સુખ દુખ તણું છે ચક્ર તે પલટાય છે,
જ્યાં સ્વાસ્થ્યની છે છાંયડી ત્યાં કષ્ટ જલદી જાય છે.

તેવી રીતે અતિ વૃષ્ટિથી આશ્રમ તણાયો પૂરમાં,
ત્રણ બાળકો શોકે રડે ચિંતા કરે બહુ ઊરમાં,
ભિક્ષાન્ન માગી તે પરે આયુષ્ય નિજ અટકાવતા,
એ રીતથી જગમાં બધે રખડીજ પ્રાણ બચાવતા.

ઉજ્જેનીમાં આવ્યા અહીં કરતા ભ્રમણ પૃથ્વિતણું,
માતા તણું મંદિર હતું વિખ્યાત તે વિશ્વે ઘણું,
ભક્તિ કરી ભગવંતની તહીં વાસ ત્રણ પુત્રે કર્યો,
તે દિવસથી અમ ભાગ્યનો પાસો ખરેખર છે ફર્યો.

પ્રભુની દયા દૃષ્ટિ થતાં દુઃખો બધાં દૂર જાય છે,
પ્રભુતા પલકમાં સાંપડે પ્રારબ્ધ પણ પલટાય છે,
મહારાજ્ય માલવદેશનું એ રીત અમને સાંપડી,
વૈભવ મળ્યો અતિશે અહીં કર્મે લખી ઘટના ઘડી.

અમ સર્વના નયનો સમા ગુરૂ બંધુ પ્રિય ભર્તૃહરિ,
તેથી અમે સિંહાસને તેનીજ કાયા છે ધરી,
ઉજ્જેનીની પાડોશમાં જ્યમ ચંદ્રની ચઢતી . કળા,
તેવીજ નૃપકન્યા વસે વળી નામ તેનું પીંગળા.

એવું સુણી આચાર્ય અમ તમ તાતને નંદિર ગયો,
મંગળ વિવાહ મમ બંધુથી તમ દેહ કેરો છે થયો,
નૃપ ઇન્દ્રનો મહાઅંશ એ તમ કંથ છે ભર્તૃહરિ,
તેની અવજ્ઞા અંધ થઇ ના મોહમાં કરશો ફરી."

* * *

એવી કથા કહી વિક્રમે રાજેન્દ્રની પ્રભુતા ભરી,
છે તથ્ય તેમાં કેટલું એ જાણનારો શ્રી હરિ,

* * *

"હું બંધુ ભર્તૃહરિ તણો વિક્રમ ન તોડું ટેકને,
અભિલાષ અવળો ના કરો તમ દેહ માતા સમ મને."

આવા વચન તે યુવકના અબળા સુણી ગુસ્સે થઇ,
બસ કામના પુર વેગમાં સદ્‌માર્ગને વિસરી ગઇ,
ભર્તૃહરિ નિજ બંધુને પટરાણી સંગાથે લઇ,
વનમાં વસ્યા શસ્ત્રો લઈ મૃગયા તણી ઇચ્છા થઈ

ત્યાં તિવ્ર વર્ષા વેગથી એ પંથ દુખમય છે થયો,
નૃપ સ્કંધ પર લઇ અશ્વ ઝડ એ માર્ગથી ભાગી ગયો,
પંથી પુરૂષ સ્ત્રી બે રહ્યા સહી કષ્ટની વર્ષા ઘણી,
થઇ અંધ અબળાએ કરી નરપાસ નફ્ફટ માંગણી.

કહી ધર્મના વચનો વળી વ્યભિચારને તરછોડતો,
ભર્તૃહરિનો બંધુ વિક્રમ તેજ એ પોતે હતો.
સાથે હતી નીચ પીંગળા જે ઇચ્છતી મહા પાપને,
અવલોકતી ના આંખથી સંતાપને—અનુતાપને.

પાપી પ્રપંચી પિંગળા મહા કામના આવેશથી,
ક્રોધે ભરાણી તે ઘણી કશી ધર્મની કિંમત નથી,
"ઓ દુષ્ટ ! આ પાપી મને ઉપદેશ કેવો ! આપતો !
સમજ્યા વિના સંસારને નાહક મને સંતાપતો.

એ શૈલ્યને મમ માર્ગથી નક્કીજ દૂર કરવો ઘટે,
ઔષધ વિના વ્યાધિ કદી રે ! દેહ કેરો ના મટે.
યોજી પ્રપંચો કૈંક હું બસ દૂર વિક્રમને કરૂં,
રે ! વૈરનો અગ્નિ અહા ! જગ ભસ્મ કરવા વાપરૂં.

એ રીત અબળાએ અરે! નિશ્ચય હૃદયમાં છે કર્યો,
ક્રોધે ભરાઇ કોપથી ઉદ્યોગ અવળો આદર્યો,
ત્રીજે દિવસ ઉજ્જેનીમાં તે સર્વ પંથી જૈ મળ્યા,
વર્ષા અને મૃગયા તણાં કષ્ટો બધાં ઉરથી ટળ્યા.

જ્યારે મળી નિચ પિંગળા નિજ કાન્તથી મહાલય વિષે,
તેનું વદન બસ ક્રોધમાં રાતું બનેલું હાં! દિસે,
નિજ કાન્તને કપટે કહે: "ઓ નાથજી! કરૂણા કરો,
તલવાર લઇ તમ હસ્તથી મમ પ્રાણ પ્યારા! પરહરો."

ભર્તૃહરિ પતિન થકી સુણતાં વિચિત્રજ માંગણી,
આશ્ચર્ય પામ્યો અંતરે થઇ ખિન્નતા તેને ઘણી,
પ્રેમે પુછયું; "શાને તમે ઇચ્છો પ્રિયા! નિજ મોતને,
કરમાવશો ના સુંદરી! સલુણી! વદન ઉદ્યોતને."

ભૂપના વચન આવાં સુણી અબળા વદી આક્રંદથી,
"રે! રે! હવે આ ધામમાં મારે જીવન ધરવું નથી,
તમ બંધુ મમ કાયાપરે અતિશે કુદ્રષ્ટિ રાખતો,
ભાળી મને એકાન્તમાં ના ભદ્ર વચનો ભાખતો.

જે દિવસ મૃગયા કારણે વનમાં વસ્યા ત્રણ આપણે,
વર્ષા તણા અવરોધથી છુટા થયા છેવટ ત્રણે,
વિક્રમ અને હું બેજ ત્યાં જંગલ વિષે ભેગા મળ્યા,
દુર્ભાગ્યથી વ્હાલા! તમે કૈં પંથ અવળે છે પળ્યા.

મુજ પાસ દુષ્ટે તે દિવસ વ્યભિચારની કરી યાચના,
ભાખ્યા વચન થઇ ભ્રષ્ટ "હું તારી કરૂં આરાધના!"
એ દુષ્ટને આ દેશથી સ્વામી! જરૂર આઘે કરો,
ના તેમ તમ કરથી ઘટે તો પ્રાણ મારો પરહરો."

વચનો સતિના સાંભળી પતિરાજની બુધ્ધિ ગઇ,
વ્યાપ્યો હૃદયમાં ક્રોધ ના રિસની કશી સિમા રહી!
"ઘર બ્હાર કાઢું દુષ્ટને એ અગ્નિ અહિં રાખું નહિં,
જાણ્યા પછી વિષ વૃક્ષના ફળને કદી ચાખુ નહિ."

એવું વિચારી ક્રોધથી નૃપ મ્હેલ છોડી નીસર્યો,
ન્યાયાલયે વિક્રમ વસે તે સ્થાનમાં સત્વર ગયો.
અવલોકતા નિજ બંધુને ક્રોધે ભરાણો તે ઘણો,
"શું દુષ્ટ આ વિસરી ગયો સંબંધ સઘળો આપણો?"

પ્રતિ રોજ જઇ ન્યાયાલયે ઇન્સાફ વિક્રમ આપતો,
દઇ ન્યાય સાચો રંકના તે કષ્ટ સઘળાં કાપતો,
એ કાર્યને સંભાળતો તે ધર્મ નિજ હૈયે ધરી,
ને ઇચ્છતો હૈયે સદા "રક્ષો પ્રભુ! ભર્તૃહરિ."

વિક્રમ હતો ન્યાયાસને સઘળી કચેરી છે ભરી,
વિદ્વાન ને પંડિત તણી મોટી સભા ત્યાં વિસ્તરી.
વ્યાખ્યાન ને ચર્ચા તહાં વિદ્વાનની વચ્ચે થતી,
એ કાર્યમાં વિક્રમ તણી રહેતી સદાએ સંમ્મતી.

ત્યાં ક્રોધ પામીને ગયા રાજેન્દ્ર શ્રીવિક્રમ કને,
"ઓ દુષ્ટ ! દંભ થકી કહે કાં છેતરે છલથી મને ?
મુખ શ્યામ લઇ જા અંધના શું ધર્મ છે ઉર જાણુતો?
સંબંધ સર્વ કુટુંબીનો પાપી પછી ન પીછાણુતો !

મુજ પત્નિ તે વિક્રમ ! તને માતા સમી છે સર્વથા !
ત્યાં અંધ થઇ કાં મોહને ઓ ! મુર્ખ ! રાખે છે વૃથા !
મતિમંદ થઇ કુસુમાયુધે તું ધર્મ પણ વિરારી ગયો,
મોહાંધ મમ અબળા પરે રે ! રે ! અધર્મી કાં થયો ?"

વચનો સુણી ભુપના અહા ! વિક્રમ વિમાસ્યો અંતરે !
"ક્યમ સત્ય સમજાઉં અહીં મમ ભ્રાતને મુખથી અરે !
તુજ પત્નિ ધર્મવિહિન છે;" રે ! વેણુ એ કહેવાય ના !
સંશય પડયો નરરાયને કેમે કરી દૂર થાય ના !"

વિક્રમ રહ્યો છે સ્વસ્થ ના વાણી ઉચારે તે કશી,
તેથી અધિક ભુપને ઉરે વિક્રમ વિષે શંકા વશી,
ક્રોધે ભરાઈને કહે નૃપ, "દુષ્ટ તુજ પાખંડને,
જાણી ગયો ના ! ના ! હવે દેખાડવી કરૂણા તને.

મારી પ્રજા છે તું અને તારો અધિશ હું છું ખરો,
આજ્ઞા કરૂં વનમાં વસો જઇ દેશ મારો પરહરો,
તારા સમા પાપીષ્ટ આ વ્યભિચારીણી પૃથ્વી કરે,
તેના થકી છે શ્રેષ્ટ તું ધાડા અરણ્યે સંચરે."

આવા વચન નૃપના સુણી નિજ સ્વાસ્થ્યને અળગું કરી,
વિક્રમ વદ્યો, "સુણુ બંધુ! હું કથની સુણા ઉં છું ખરી,
કૈં દોષ મારો છે નહિ હું ધર્મને છોડું નહિ,
આ દેહને મતિમંદ થઇ હું પાપમાં જોડું નહિ.

વ્યભિચારીણી તુજ પત્નિ છે તે પ્યાર મારો ચ્હાય છે,
પણ પાપને પંથે નહિ મારૂં હૃદય લલચાય છે,
મુજ પાસ તે દુષ્ટા કરે મહાપાપ કેરી માંગણી,
ના પાડી મેં તે દિવસથી ક્રોધે ભરાણી તે ઘણી.

સાનિધ્ય છે સર્વેશ હું ના લેશ રાખું પાપને,
આ સત્ય ઘટના સર્વથા બાપુ! જણાવી આપને,"
"જા! જા! નરાધમ! દૂર થા! નફ્ફટ! લવારો કાં કરે?
મુજ પત્નિને વ્યભિચારીણી કહેતાં કુલાધમ! ના ડરે?

તારો ગુન્હો સંતાડવા કાં દંભ ખોટો આદરે?
લાગે ન લજ્જા લેશ કાં જઈ નર્કમાં નફ્ફટ! મરે?
પત્નિ સતિ પ્રેમાળ મમ સદગુણુ તણી શુભખાણુ છે,
વ્હાલી થકી ધર્માર્થ વિક્રમ! કામને નિર્વાણુ છે.

ઢાંકયુ ન રહેશે પાપ એ ભાષણુ નકામું ભાખમાં!
પાછો છુપાવી પાપને કાયા કુવામાં નાખ માં!
કંચન લઈ નાંખો નહિ રસ્તે રખડતી રાખ માં!
રે! ધૂળના સંસારમાં કિર્તિ વરી ભર શાખ માં!"

"બંધુ ! ક્ષમા આપો મને ના દોષ મારો લેશ છે,
તુજ પત્નિમાં નક્કી કશું કંદર્પ કેરો કલેશ છે,
વામા તણા વચનો પરે વિશ્વાસ ઝાઝો ના ધારો,
હું ધર્મને ત્યાગું નહિ આ પ્રાણ પણ અળગા કરો.

સ્થંભે ગતિ શશી સૂર્યની આકાશ અગ્નિ ફેંકશે !
સરિતા વધારી ક્ષારને સિંધુ સુધા વિસ્તારશે !
ઉગશે કુસુમ આકાશમાં વ્યંડળ પ્રજાવાળી થશે !
પણ સત્યને ત્યાગી કદી વિક્રમ અધર્મે ના જશે !

અબળા તણી આંખો પરે થઇ અંધ ભૂલશો નાજરી,
પાપે ન પાડો પ્રાણને રે ! દંડ દેશે શ્રી હરી,
વામા તણા વચનો પરે ના મોહમાં અંધા થશો,
વિષ વૃક્ષ વ્હાલી છે ખરી ના લક્ષ તે પર આપશો.

તારી પ્રિયા વ્યભિચારીણી પણ પાપ તે જોતો નથી !
વિશ્વાસ ત્યાં રાખી રહ્યા કાં દંભ એ ધોતો નથી !
છે ભાગ્યમાં પાષાણ તુજ કાં આજથી રોતો નથી !
શું દેહ આ ઉત્તમ અરે ! વ્યભિચારમાં ખોતો નથી ?!

વ્હાલી તણી વાણી વડે વિષ જામને ! કાં ચ્હાય છે !
રામા તણા રૂપમાં ભુલી ખલ્કે ખતા બસ ખાય છે !
પ્રભુ ભક્તિ ગંગાજળ તજી ગંદા નિરે કયમ ન્હાય છે?!
કાં મોહમાં ઘેલો બની અટવાય છે–અથડાય છે !

ભૂલા થાય છે ! દૂર જાય છે ! ત્હારી ગતી શુભ કર્મથી !
વિખરાય છે ! વિસરાય છે ! તુજ બુધ્ધિ બાપુ ! ધર્મથી !
અથડાય છે ! અટવાય છે ! કાં વ્યર્થ આ ભવસાગરે !
પછડાય છે ! પટકાય છે ! મોહાંધ ! કાં નર્કે મરે ?

વ્હાલી વિષે ઘેલો બની બહુ મોહ તું રાખી રહ્યો,
નક્કી કશું તુજ પ્રેમને વિશ્વાસનો દ્રોહ છે થયો,
તુંજ અંગનાજ અનંગના અતિરેકને આંખે ધરે,
રે ! રોજના રાખી તને દુર નિંદ્ય કર્મો આદરે.

અબળા તણી આંખો પરે અંધા બનેલા મહારથી !
વ્હાલી તણા વચનો થકી તુજ સ્વાર્થ સરવાનો નથી,
કંચન સમી કાચા ભલે ભાળી ભરૂસે તું રહ્યો,
રે ! મોહ મહાસાગર મહીં થઇ મચ્છ તું ડુબી ગયો

આંખો કરી અળગી ભલા ! ચતુરા તણો ચેલો થયો,
ના ! ભાન કૈં સંસારનું બસ ! મોહમાં ઘેલો થયો,
શું અંગમાં પ્રમથેન્દ્રનો હજી તાપ વ્યાપેલો રહ્યો !
સલુણી થકી સંસારનો નવ માર્ગ તુજ સ્હેલો થયો.

ના દોષ મારો છે છતાં તારા વચનને પાળવા,
ભુપના સદા અન્યાયી પણ હુકમો મળ્યા સંભાળવા,
આ જન્મ ભૂમિને ત્યાગતા તનમાં ભરી દુખ શોકને,
હું જાઉં છું ! હું જાઉં છું ! સ્મરતો હવેથી ના મને.

આ ભદ્ર મારા દેશને આશિષ દઉં ત્યાગી જતાં,
પડશેજ પશ્ચાતાપમાં મોહ ઘેનથી જાગી જતા,
વ્યભિચારીણી વામા તણો ડંકો જગે વાગી જતા,
સંભારશે બહુ શોકથી આ બંધુને ભાગી જતા.

માતા! મધુરી! માળવા! તારે રહ્યો હું આશ્રયે,
રાખ્યો રમાડયો તેં મને આનંદ, દુ:ખ, શોકે, ભયે,
ઉપકાર એ તારો કદી માતા! અહા! વિસરાય ના,
વિક્રમ તણા ઉરથી અરે! તુજ ભક્તિ તે દુર થાય ના.

ત્યાગી જતાં તુજને રડે દીલ હાય! રૂદનાલાપથી,
વિસરાય ના સ્મરણો બધાં તુજ પુણ્ય, પ્રેમ–પ્રતાપથી,
અંધો બન્યો અબળા વિષે એ દુષ્ટ નરના પાપથી,
તુજ પુત્ર વનવગડે વસે મહા તાપથી–સંતાપથી.

મુજ દ્વેશ કરનારો છતાં પ્રિય પુત્ર મારા તાતનો,
કિર્તિ અતિશય પામજો ખિલતો રવીજ પ્રભાતનો,
કિરતાર! મારા ભ્રાતનું રક્ષણ પ્રભો! કરજો સદા,
સર્વેશ! આ સંસાર પર અમિદ્રષ્ટિ રાખો સર્વદા.

માતા મધુરી માળવા! તુજ કિર્તિ ત્રણુલોકે થજો,
ડોલાવતા બ્રહ્માંડને સંતાન તારા પાકજો,
તુજ વિર્ય સુરભી શ્રેષ્ઠ છે એ વિશ્વને દરશાવશે,
નિજ કર્મથી પરિબ્રહ્મને ભુમિ પર ઉતારી લાવશે.

અહીંથી જગત શરમાવતા શૈલેશ મ્હોટા પાકશે,
ચર્ણે ધરા ધ્રુજવી બધી દિકપાલને ડોલાવશે,
અટકાવી ગતિ અવની તણી વિરહાક નારી વગાડશે,
શત્રુ બધા તુજ તેજને અવલોકતાં ભાગી જશે.

પ્રભુ ભક્ત, નર યોગેન્દ્ર, મહાવીર, માળવામાં પાકશે,
શું ધર્મ છે તેની ખરી સાચી દિશા સમજાવશે,
તુજ કિર્તિ ત્રણ લોકે સદા ભાનુ પ્રમાણે વ્યાપશે,
અંધાર આ અવની તણો અતે અવંતી કાપશે.

ધનધાન્ય ફળફુલથી થજો તુજ તૃપ્ત કુંજ બધી ખરે,
તુજ બાળ એ સંતપ્ત થઇ આશીષ માતા ! ઉચ્ચરે,
ત્યાગી તને રાગી બની ભાગી અરણ્યે જાઉં છું,
મુજ બંધુના પાપે પ્રભો ! કષ્ટે જુદો : હું થાઉં છું.

પગ શોકથી ! તુજ ત્યાગથી! કિરતાર! મારા થરથરે,
ગાળું જીવન અન્યત્ર જઇ હું પ્રેમથી પૃથ્વી પરે,"
એવું વદી વિક્રમ અહા ! નિજ દેશ ત્યાગીને ગયો,
નર કેસરી નીચ પિંગળાના પાપથી દૂર છે થયો.

પ્રસરી પવનથી વાત એ વિક્રમ વિદેશે છે ગયા !
સહુ લોક માલવ દેશના રે ! હાય ! શોકાતુર થયા !
લાખો તણો નિશ્વાસ તે ઝટ આમ કરમાઇ ગયો !
રવિરાજ પણ એ પાપથી નભમાંજ શરમાઇ ગયો !

વાતો વિવિધ લોકો કરે કો દોષ દે વિક્રમ તને,
કોઇ કહે, "ધિક્કાર છે મોહ મુગ્ધ એ રાજેન્દ્રને!"
કોઇ કહે, "નફ્ફટ અને નિચ પિંગળા વ્યભિચારીણી,
અબળ અધમ છે એજ હાં! જગ સ્વાસ્થ્યની સંહારીણી."

લાખો જનોને પાળતો, પ્રેમે સદા સંભાળતો,
દુખ દર્દ દિનના ટાળતો, વેગે વિપત્તિ વાળતો.
ખલતા ખરાબી ખાળતો, ગુણુ દુષ્ટ જગના ગાળતો,
દિલથી દયા ભરી ભાળતો, નયને નિતીજ નિહાળતો.

એ વિરને પંથે પળી પુરી આ અધર્મિ છોડવા,
ઉત્સુક ઘણાં લોકો થયા બસ દંભ ભુપનો તોડવા,
છોડી અરેરે! જાય કયાં જન સર્વ નિજ ઘરબારને,
વિનવે અહા! દુખ શોકથી જનતા શ્રી જગદાધારને.

જે દિવસથી નરકેસરી વિક્રમ વિદેશે છે રહ્યો,
રે! ત્યારથી ભુપ મોહમાં મતિમંદ થૈ અંધો થયો,
નવ રાજ્ય નિજ સંભાળતો રહેતો પ્રિયાના પાસમાં,
દુનીયા બધી દેખી રહ્યા અબળા તણાં અભિલાષમાં.

પુરવાસી એ ગતિ દેખતા દિલમાં વિમાસે છે ઘણું,
હાં! ભાગ્ય જ્યાં પલટાય ત્યાં ચાલે કશું ના આપણું,
એવું કહી નિજ આત્મને આશ્વાસનો બહુ આપતા,
દુખ દગ્ધ થૈ દિલ તેમના તોએ ઘણું સંતાપતા.

લંપટ થતાં લલના વિષે નૃપ લોક દુખીયા થાય છે,
પ્રભુતા જતા નરદેવની જગ શોકમાં નીરખાય છે,
ધિક્કાર છે વ્યભિચારને ભજનાર એ રાજેન્દ્રને,
જાણે નહિ ભર્તૃહરિ ભામા ભુલાવે છે મને.

વિતિ જતાં કૈં વર્ષ એ વાતો વિસારે છે પડી,
ભુપ ભામિની આનંદથી હરખાય ઉરમાં ઘડી ઘડી,
પણ સત્યને સંસારમાં સવેશ ના ત્યાગી શકે,
અંધારના અવની વિષે દિનરાત્ર કૈં જાગી શકે.

વર્ષો જતાં એ પાપની પ્રકટી પ્રપંચી વારતા,
દુખમય દશા ભૂપની થઇ એ પાપપુંજ પ્રકાશતા,
એ કષ્ટની કથની સુણી દુનીયા તણાં દિલડાં દ્રવે,
પ્રકટયું શી રીતથી પાપ એ પાઠક ! સુણાઉં છું હવે.

ઉજ્જેનીની પાડોશમાં આશ્રમ ઋષી ગોરખ તણો,
લક્ષાવધી જન જ્યાં રહે વિખ્યાત તે વિશ્વે ઘણો,
બ્રાહ્મણ પીડાતો આવીયો ત્યાં એક નિર્ધન દુઃખથી,
રોયો પડી ઋષી ચર્ણમાં રે ! સ્વાસ્થ્ય મુજ ઉરમાં નથી.

દો દ્રવ્યની કશી સ્હાયતા લાવો દયા મારા પરે,
મમ બાલને પત્નિ અરે ! દુખ ભુખનું પામી મરે,
ઉદ્યોગ અતિશય આદરૂં ના પ્રાપ્તી ફળની થાય છે,
નિશ્ચે પ્રભો ! પ્રારબ્ધ મુજ અવળુંજ જાય–જણાય છે.

બ્રાહ્મણ તણી વિનતી સુણી ઉચર્યા ઋષી આનંદથી,
"મુજ પાસ બાપુ! દ્રવ્ય કે ધનધામ તો કશુંએ નથી,
પણ એક વસ્તુ અર્પું તે નગરે જઇ કદી વેચશે,
તો જીંદગી રળવું મટે એવી પ્રબળ પ્રાપ્તી થશે."

આપ્યું સુભગ ફળ એમ કહી "ઋષીએ પછી દ્વીજને કરે,
આ છે અમરફળ ખાય તે જનના ત્રિકાળ વિષે મરે,"
દ્વિજ હાથમાં ફળ તે લઇ ઉજ્જેનીને પંથે ગયો,
ફળ વેચી ભર્તૃહરિ થકી બહુ દ્રવ્યનો સ્વામી થયો.

આવાસમાં રાણી કને ભૂપ તે અમરફળ લઇ ગયો,
પત્નિ પતિએ ઉભયનો એકાંન્તમાં ભેટો થયો,
ભૂપ સ્નેહ વચનો ભાખતો બેઠો પ્રિયાના પાસમાં,
"વ્હાલી! વિલંબ થયો હવે ગ્રહુણી કરો! તેની ક્ષમા.

પ્રિય! દેહ તારો દેખતાં આનંદ ઉરમાં થાય છે,
મનહારીણી! ભાળું તને તન પ્રેમથી ઉભરાય છે,
કોમળ કમળ મુખ દેખતા બસ મુગ્ધ મનડું થાય છે,
ભાવે ભરી ભુજ ભેટવા મન તારૂણી! લલચાય છે!

મીઠડું મધુર અમૃત મને રામા! રસીક તું પાય છે,
ના! ના! પ્રિયા! મારૂં હૃદય એ વ્હાલ વિસરી જાય છે,
બદલો દઉં તુજ પ્યારનો આપું અમરફળ સુંદરી!
આરોગતા તે મૃત્યુને દુખની રહે છાંયા પરી."

"ફળ કેમ હું ખાઇ શકું વ્હાલા! મુકી મુજ કંથને,
ના! ના! હજી અબળા ભૂલી પતિદેવના પ્રિય પંથને,
ઉપભોગતા આ દેહને ઉપભોગ ફળનો આદરો,
વ્હાલા! વિજયશાળી બની મૃત્યુતણી ચિંતા હરો."

"એ થાય ના મનહારીણી! મૃગલોચની! તું મહેશ્વરી,
પ્રમદા! પ્રણયની પૂતળી! પ્રિય પ્રાણ! તું પરમેશ્વરી,
તુજ ગોર ગાલોનું મધુર અમૃત સદા હું ચ્હાઉં છું,
ગોરી સદા તુજ સ્નેહના સાગર વિષે જઇ ન્હાઉં છું.

સુંદર નયનથી શોભતા કોમલ કટાક્ષો કાં કરે!?
વ્હાલી! તને અવલોકતા રતિસુંદરી પાણી ભરે,
સ્તન ભારથી લળતી અહા! અવલોકવી તુજ દેહને,
એથી અધીક ત્રણ લોકમાં પ્રમદા! કશું પ્રિય ના મને.

મદમસ્ત લલના! દિવ્ય આ તુજ વૃક્ષ સ્થળ શોભી રહ્યું,
શા! હસ્ત કોમળ ઓપતા બસ મુગ્ધ મનડું ત્યાં થયું,
શોભા ઉદરની ભાળતા કંપી રહે કાયા અતિ,
શા! ચર્ણ ચતુરા! લાગતા ગજગામિનિ મોહક ગતિ.

પગ પાની પ્રિયકર શોભતી શી અંગુલી અટકી રહી!
એ દેહની ભ્રાન્તી અહા! ઉરમાં સદા ખટકી રહી!
કોમળ ઉરે મુજ દેહને પ્રિય પ્રેમદા! પટકી રહી!
વ્હાલી! વધુ શી વાર છે? જો! કાંચળી છટકી ગઇ!

કદળી તણા સ્થમ્ભો સમા ચર્ણો ચતુર શોભી રહ્યા!
સ્તન ભેટવા ભુજમાં પ્રિયા! જો મસ્ત થૈ થોભી રહ્યા!
ચર્ણો તણી શોભા અહા! બસ જોઇ ઘાયલ થાઉં છું!
વ્હાલી! શું વદું લોકની લજ્જાથી પ્રાણ! લુટાઉં છું!

વાણી વડે ના પ્રેમને વ્હાલી! હું દરશાવી શકું!
ના દૂરથી તુજ દેહને ચતુરા! હું હર્ષાવી શકું!
તારા અધર ફૂરફૂર થતા દુરથી હું તરશાવી શકું!
ભાવે હૃદય બે ભેટતાં સ્નેહવારી વરશાવી શકું!

ના! ના! રસીલી! દૂર થા ઝટ છોડ હઠ લજ્જા તણી,
આજે નવીન પરિચય નથી! નથી રાત્રી પ્હેલી આપણી,
આ કાંચળી કાયાપરે ના! ના! હવે રહેવી ઘટે,
એથી હૃદયનો સ્નેહ તે શરમાઇને પાછો હટે,

ચિરની નથી દરકાર કે તું સ્નેહની સરકાર છે,
પરવા નથી મ્હારાજ તું દિવ્યાંગના દરબાર છે,
ચુમવા મધુર તુજ અધરને ભરી ભેટવું ભુજથી તને,
પછી સ્નેહની વર્ષા કરી થવું શાંત એ ગમતું મને.

તરશાવ ના! પટ ખોલ! લજ્જા તોડ મીઠડું બોલતા,
શરમાય કાં વ્હાલી! હવે ડરતી ન હૈયું ખોલતા,
આડો ઘટે પટ ના જરી લજ્જા નકામી રાખ ના,
વ્હાલી! હવે લલચાવતાં મુખથી વચન કૈં ભાખ ના.

આવો રસીલી ! અંકમાં ભેટો ભરી ભુજ સ્નેહથી,
રતિ સુખમાં અબળા ! જરી સામ્રાજ્ય લજ્જાનું નથી,
બસ મસ્ત થઈ તન સુખમાં રામા ! વિચરવું પ્રેમથી.
તેના વિના અવની વિષે સલુણી ! બીજા ધર્મો નથી.

ઉપ ભોગવી લલના ! તને ચુંબન ચતુરા આપવા !
તુજ દેહ મંદિર પર સદા ભગવંતને પધરાવવા !
ઉપભોગ અબળાનો નથી એથી અધીક સંસારમાં,
શું થાય છે ! સચી, પાર્વતી, લક્ષ્મી તણું હરિદ્વારમાં !

આવો મધુરી ! અંકમાં પ્રિય પ્રેમના વચનો કહો,
પટ દૂર કાયાનો કરી લજ્જા થકી આઘા રહો,
કદંર્પ શું ? શું પ્રેમ છે ! એ પંથ સમજાવો ખરો,
ના દેહને દેવાંગના ! અલબેલડી ! આઘો કરો !

તુજ ગૌર અંકિત ગાલ ભવ્ય ભરેલ ભ્રકુટી ભાળતો,
તરૂણી ! તરલ યૌવન અહા ! બસ દેખતા ઘેલો થતો,
અબળા તણા પ્રિય અંગનો ઉપયોગ બીજો છે નહિ,
રમવું સદા રસમાં પ્રિયા ! એ ધર્મ જગમાં છે અહિં.

તુજ દેહ સરવર પ્રેમનું બસ મસ્ત થૈ ત્યાં નાહું છું,
ના તોય ઉર તૃપ્તી થતી એ સ્થાન ઘડીઘડી ચ્હાઉં છું,
ભિની થતી દેહ સ્નાનના શ્રમથી પછીજ સુઆઉં છું,
એ પ્રેમની મસ્તી પછી કંઇ શાંત વ્હાલી ! થાઉં છું.

અબળા ! અધરને શું કરૂં ? સ્તનથી ન તૃષ્ણા ભાગતી !
અણીયાળી આ આંખો વડે પણ તૃપ્તિ તનમાં ના થતી !
કટી ગાત્ર, કોમળ ઉદરથી ભિડ દૂર શું મારી થતી !
મુખથી ન મંગાએ પ્રિયા ! ના ! ના ! છતાં ન્હાસી જતી !

તલસાવ ના ! તન ખોલ ! હું વ્હાલી ! ભ્રમર તુજ દેહનો !
યોગી પ્રિયા ! હું છું હવે શરમાળી ! તારા સ્નેહનો !
શાણી ! છુપાવી સ્હોડમાં તન તાપ કાં કાપે નહિ ?
હું ખૂબ ગંજારવ કરૂં પણ કાં કમળ આપે નહિ ?

નયનો દીધા પ્રભુએ જરૂર રામા તાણું રૂપ ભાળવા,
છે હસ્ત આ અલબેલીના સ્તન સર્વદા સંભાળવા,
ચર્ણો મળ્યાં ચતુરા તણા આવાસમાં નિત્યે જવા,
છે દેહ આ દારા તણા ઉરને પ્રણયથી ભેટવા.

અબળા ! જરુર તુંજ આંખ છે અણુયાળીને અલબેલડી,
રંભા સમી રમણી રસીક રામા ! તું છે રસ ઘેલડી,
વ્હાલી ! વસુ દૂરના કદી હું વૃક્ષ તું પ્રિય વેલડી,
રમવા અધીર અબળા ! બને મન મસ્ત તુજ અંકે ચઢી !

અધરે અમર મુકતાફળો શિર કેશ સુંદર શોભતા,
તરલા ! તરૂણ યૌવન અહા ! બસ મુગ્ધ થાઉં પેખંતા,
અલબેલડી ! નિજ અંગની પ્રમદા ! પથારી પાથરો,
તરશાવના ! રામા ! વધુ વ્હાલી ! વિલંબ નહિ કરો." √

આપ્યું અમરફળ એમ કહી પ્રિય સુંદરીના હાથમાં,
છે બદ્ધ વસ લલના થઈ પ્રિય કાંતની મૃદુ સાથમાં,
ફળ પિંગળાએ જઇ મૂકયું ખાલી પટારો જોઇને,
લલના પછી દર્શાવતી બસ લાડ મધુરૂં રોઈને.

બેઠી પતિની પાસમાં આવી રસીક શમા ફરી,
સુમનાયુધે ઘેલાં થયા મદમસ્ત ભુપ ભર્તૃહરિ,
અબળા થકી અવિરત પછી બહુ સ્નેહ ઉત્સવ આદર્યો,
તન્મય બની તરુણી થકી રાયે વસંતોત્સવ કર્યો.

એ રીત એ ફળ ભુપથી પટરાણીના કરમાં પડયું,
કંચન અહાહા ! કાગના ચંડાળ હસ્તે જૈ ચઢયું !
મહારાણી ભુપની પિંગળા અબળા અતિ વ્યભિચારીણી,
અંતે અવંતીની બની સૌભાગ્યની સંહારીણી.

તે બ્હારથી પતિ ધર્મ પાળું, દંભથી દરશાવતી,
પણ અંતરે કામાંધતા વ્યાપી અતિશે હાં ! હતી,
મહારાજનો ઉજ્જેનીમાંહી અશ્વપાલક જે હતો,
તે પીંગળા સાથે સદા આડો સબંધ ચલાવતો.

જ્યમ નર્કના કીટ તે તજી પય પંકમાં પ્રેમે પડે,
મિષ્ઠાન્નભક્ષી શ્વાન રીઝતો માંસના લોચા વડે,
ગૃધ, ઘુવડ ઉપવનને તજી સમશાન કાજે તરફડે,
ત્યમ પિંગળા ભુપને તજી વ્યભિચાર પાતકમાં સડે.

રજનો થતાં ભુપ મંદિરે જ્યાં અશ્વ પાલક છે ગયો,
નિરખી નયનથી પિંગળાને હર્ષ હૈયે છે થયો!
"વ્હાલા! અમરફળ અર્પું આ શાણા! સ્વિકારો સ્નેહથી,
નિજ સોડમાં તેને લઇ દર્શાવી માયા દેહથી."

એવું વદી ભુપથી અધિક પ્રિય અશ્વપાલકને કર્યો,
તેને અમરફળ અર્પતા સંકોચ શરીરે ના ધર્યો,
મ્હારાજના દરબારની જે નૃત્યકી અબળા હતી,
તે અશ્વના પાલકપરે રે! પ્યાર પુષ્કળ રાખતી.

ફળ અશ્વપાલક લઇ ગયો તે ગાયકાને આપવા,
વ્હાલી તણા મૃત્યુ તણી ચિંતા સદાની કાપવા,
વેશ્યા હતી ગુણીયલ છતાં તેણે વિચાર્યું અંતરે,
"રે! દુષ્ટ મુજ કાયા અહા! વ્યભિચાર પાતક આદરે!"

"એવું જીવન રાખી અહા! મારે અમર થાઉં નથી,
આ દેહને સંભાળવા ફળ એ ખચિત ખાઉં નથી,
અર્પણ કરીશ ફળ આ જઇ પ્રિય માળવાના કંથને
થાશે અમર ભુપ એજ છે બસ પૂણ્ય બહુ મારે મને."

એવું વદી ફળ તે ગઇ લઇ ભુપના દરબારમાં,
ધાર્યું હરિનું થાય છે રે! રે! સદા સંસારમાં,
"મહારાજ! લ્યો આ દિવ્ય ફળ જે ખાય તે જન ના મરે,
ભય મોતનો તેને નથી ના સ્વર્ગમાં તે સંચરે."

ફૂળ દેખતાં ભયથી અહા ! ભૂપની ભ્રકુટી છે ચડી !
મુખ નાયકાનું દેખતા મહારાજ ક્રોધે ઘડી ઘડી !
ઓ દુષ્ટ ! રંડા ! બોલ આ ફળ કેમ તુજને સાંપડયું ?
મમ ગુપ્ત ગૃહનું રત્ન આ તુજ રંકને કયાંથી જડયું ?

ભય કંપિતા કહે ગાયકા, "ના વાંક મારો છે ખરો,
સાચી સુણાઉં હું કથા પ્યારા તમે કરૂણા કરો,
ના દોષ મારો લેશ બાપુ ! અશ્વપાલક આપણો,
તે દુષ્ટની સાથે મને સંબંધ જૂનો છે ઘણો.

તેણે મને આરોગવા અરપ્યું અમરફળ હાથમાં,
પણ દેહ આ વેશ્યા તણી દેવી ઘટે જગનાથમાં,
એવા વિચારે મેં નહિ ફળ ભક્ષવા વૃત્તિ કરી,
બાપુ ! અમર પોતે બને એ શ્રેષ્ઠ, ઇચ્છે શ્રીહરિ !"

"પ્રતિહાર ! જા બોલાવ ઝટ જઈ અશ્વપાલકને અરે !
સમજાય ના સંસારમાં કેવી ભૂલવણી છે ખરે !"
આજ્ઞા થતા મહારાજની નૃપ અશ્વશાળામાં ગયો,
દરબારમાં જઈ અશ્વપાલક ત્યાં ઉપસ્થિત છે થયો.

"ઓ દુષ્ટ ! આ ફળ કયાં થકી તુજને જડયું છે બોલજે !
પડદો અધમ પાખંડનો ઝટ ભેદ તોડી ખોલજે ?
જો ! જો ! ન લેશ છુપાવતો જે સત્ય તે સઘળું કહે !
નિજ પ્રાણ રાખી દેહમાં જીવવા જગતમાં તું ચહે !"

"મહારાજ! ના પૂછશો અહીં ભૂલ્યો ક્ષમા બાપુ કરો!
હું દુષ્ટ છું! પાખંડી છું! પણ પ્રાણ મારો ના હરો!
બાપુ! કશું દરબારમાં લજ્જા લુટાશે આપણી!
આપો ક્ષમા બહુ રંક છું મુજ ભૂલ છે ભારી ઘણી!"

"સમજી ગયો હું સત્યને મુજ કલ્પના શક્તિ થકી,
ભય તોડી સત્ય જણાવતું ડર રાખ ના ઉરમાં નકી,
ભર્તૃહરિ ચ્હાતો નથી સંસારમાં પળવા હવે,
થાતો નથી ઉત્સાહ કૈં વિષપંથમાં વળવા હવે."

થરથર ધ્રુજી તેણે કહ્યું, "ઓ બાપજી! સુણજો તમે,
માતાસમી તમ અંગના મમ દેહ બહુ તેને ગમે,
કૈં વર્ષથી અમ ઉભયનો સંબંધ આડો છે અતિ,
પામર પડયો હું પાપમાં ભય પામીને પૃથ્વીપતિ!"

સુણતા વચન આ અશ્વના પાલક થકી મહારાજને,
વૈરાગ્ય ઉપજ્યો અંતરે બસ ત્યાગવું આ તાજને,
મ્હારાજ તે ફળ લઈ ગયા મહારાણીના આવાસમાં,
દ્રષ્ટે પડી તહીં પિંગળા વ્યભિચારના ઉલ્લાસમાં.

"દુષ્ટા! કહે ફળ મેં તને અર્પણ કરેલું કયાં ગયું!
શું પાપને પંથે જતાં દિલ ધર્મમાં ન જરા વહ્યું?"
નિજ પાપ ઝાઝું ઢાંકવા યત્નો ઘણાં તેણે કર્યા,
રે! પિંગળા! તુજ ભાગ્યના પાસા હવે અવળા ફર્યા.

થરથર હૃદયથી કંપતા મહારાજને ચરણે પડી,
સાચી કથા ભુપને કહી મદઘેલી તે અબળા રડી,
"ના રોષ કૈં રાખો હવે! ના પાપને પંથે પળું!
કહો તો પ્રભો! ભડકી ચિતા જીવતી જરૂર તેમાં બળું!

ભૂલ છે ભયંકર તોયના દિલથી દયાને પરહરો,
ત્યાગી મને વ્હાલા! ભલે અબળા બીજી પ્રેમે વરો,"
એ થાય ના! સંસાર મેં રે! રે! ગણ્યો સારો બહુ,
છે એજ ભુલ મારી ખરી શાંતી હવે સાચી ચહું.

વચનો વદી નૃપ એમ ઝટ દરબારમા ચાલી ગયા,
ત્યાં ક્ષોભથીજ સચીવને થૈ શાંત બે વચનો કહ્યા,
"સુણજો સચીવ! આ દેશ છે સ્વર્ગીય તમારો માળવા!
પ્રવૃત્ત આપ હવે બનો તેની પ્રજાને પાળવા.

શોધાવી વિક્રમને તમે સિંહાસને પધરાવજો,
આશીષ છે મારા! તમે સંસારમાં સુખીયા થજો,
હું જાઉં છું! હું જાઉં છું! સંસારના પાપે તપી,
છે મોક્ષ મારે સાધવો કિરતારને હૈયે જપી."

એવું વદી ભુપ તુર્ત ત્યાગી દેશ આખો નીકળ્યા.
રડતા કકળતા પુરજનો મહારાજની પુંઠે પળ્યા,
ત્યાગી તરત એ સાથને પાષાણ સમ હૈયું કરી,
હરિ હાથ કરવા જાય છે રાજેન્દ્ર શ્રી ભર્તૃહરિ.

ભુપ મ્હેલ ત્યાગીને જતા પોકાર પશુપક્ષી કરે,
રમણી બધી રણુવાસમાં રે ! રોઈને આંખો ભરે,
ઓ માળવા ! તુજ પુત્ર તે તુજને તજીને જાય છે,
તારો સિતારો આજથી રે ! રે ! હવે પલટાય છે.

વ્હાલી તણા વચને સદા જે મુગ્ધ હૈયું રાખતો;
"ભામા ભલી તું ભામિની" એ ભદ્ર વચનો ભાખતો,
કાચા સુધા રસ સર્વથા બસ અંધ થઇને ચાખતો,
તે આજ સુખ ઐશ્વર્યને વૈભવ કુવે જૈ નાંખતો.

માલવપતિ નિજ માર્ગમાં ઉદ્ગાર શોક તણાં કરે,
"રે ! રે ! અહા હા! ધર્મનો મેં પંથ ત્યાગ્યો છે અરે !
અંધો બન્યો અબળા વિષે ગયા ન જગદાધારને,
સમજી રહ્યો હું સત્ય છે સંસારના દુખભારને.

સંસાર સાર વિહિન છે, છે પ્રેમ ખોટો આપણો,
ભવપાર પ્યાર રહિત છે, છે મોહ ત્યાં જીવને ઘણો,
તલભાર નાર ન આપણી છે, છેક એ વિષથી ભરી,
સત્કાર જગધારનો એ મોક્ષની બારી ખરી !

હું અંધ થઇ અબળા તણા અભિલાષને આંખે ધરી,
જોઈ શકયો જગતને સાચી કમાણી ના કરી,
ધિકકાર ! મેં ઉપભોગથી પરિતાપી આ કાયા ભરી,
આરામ દે ! સુખ ધામ દે ! વિનવે પ્રભો ! ભર્તૃહરિ.

અહા શોક છે! મેં ધર્મરૂપ મમ બંધુને આધે કરી!
પાપી હૃદયની વૃત્તિઓ હું ના શક્યો આધે ધરી!
બસ દૂર થા! આ દેહ તું કિરતારમાં અનુરૂપ થા!
નર નાથ! તું ભુપતિ મટી શુભ યોગનો મહા ભૂપ થા!

બસ ખાખ થા! કાયા! હવે ના કામ તારૂં છે કશું!
તારૂં શરીર થઇ સર્પ રે! તુજ બંધુને અંતે ડસ્યું!
વામા વિષયની ખાણુ તેનું વેણુ તુજ ઉરમાં વસ્યું!
મન મસ્ત લંપટ દુષ્ટ તુજ સંસારને વમળે ફસ્યું!

અબળા! અતિશય પ્યાર હું વ્હાલી ગણીને રાખતો,
મુજ પ્રાણથી વધુ હું તને સ્નેહી ગણી સંભાળતો.
તુજ દર્શને તલસી રહી થઇ તમ તુજને ભાળતો,
"છે સત્ય સર્પ સદાય બદલો ડંશ દઈને વાળતો."

પટકે પુરૂષ ને પ્રેમદા પુરો પ્રજાળી પ્યારમાં,
છે ધિક્ક! કાયા કામિનિ કોણે સૃજી સંસારમાં,
વ્હાલા કહી વિષ આપતી એ અંગના! અંધા કરી
'પ્રાણેશ' બોલી પછાડતી બસ પ્રાણ પણ લેતી હરી.,

અવલોકવું અલબેલીને અવની વિષે એ પાપ છે,
અબળા! અહા! તુજ અંગપર સંસારના મહા શ્રાપ છે,
તુજ દેહ પર દુનીયા તણા અનુતાપ છે—સંતાપ છે,
સલુણી તણો શુકના સમો મિથ્યા પ્રણય આલાપ છે.

વ્હાલી ગણી વામા જગત વિષ પંથમાં વહી જાય છે,
રે ! રે ! અભાગી સર્વ તે મહાપાપમાં પટકાય છે,
અંધા જનો અબળા તણા અભિલાષમાં અથડાય છે,
પાછળ પછી પ્રમદા તણા પાખંડથી પસ્તાય છે.

જે વર્ષથી વિરહે રીબાવી લાખ લોકો મારતી,
જે હુર્ષથી સ્વામી કહી દઇ ઝેર જગ સંહારતી,
જે દર્પથી પુરૂષો તણા પાષાણવત્ હૈયાં હરે,
તે સ્પર્ષથી સંસારમાં રે! રે! કહો શું ના કરે?

પાડે પછાડે પ્રેમદા પુરૂષો તણા પ્રિય પ્રાણને,
બાળે બગાડે બેવફા અડશો ન એ વિષ ખાણને,
તાપે તપાવે તારૂણી છોડી ભ્રકુટી બાણને
કાપે કપાવે કંઠ આ રામા રચી રમખાણને

પ્રમદા તણા પંથે કદી પ્રેમાંધ થઇ પડશો નહિ !
વામા વિલાસો વ્યર્થ ઓ જગ ! દેહુ જઈ જડશો નહિ !
મહિલા તણાં મહાયોગમાં મુર્ખા બની વળશો નહિ !
ભામા ભરુસે ભાઇઓ ! ભ્રમથી બધા ! ભળશો નહિ !

યૌવન અને તન શોભતાં સંસારને સમજાય છે,
ત્યાં માત્ર માંસ રૂધીરને હાં ! અસ્તિ હાડ જણાય છે,
અવલોકતાં મુખ જે વડે મોહાંધ દુનીયા થાય છે,
તે માત્ર કફ પિતથી ભર્યું રે ! વ્યર્થ ત્યાં જન જાય છે.

સાચો પ્રણય સર્વેશનો તે તોડશો ના છોડશો !
ભામા ભરુસે પ્રેમથી ના પોઢશો ! પ્રિત જોડશો !
ખચીતજ ખરાબી ખલ્કમાં રામા થકી બહુ થાય છે,
મન દૂર થા ! તન દૂર જા ! સંસાર ઝેર જણાય છે.

રે ! મસ્ત મેં રહી રંગમાં જગદિશના જાણ્યા જરી,
જાણ્યું સદા યૌવન અહા ! કાયમ અહીં રહેશે ઠરી,
શિર મૃત્યુનો ભય હાય ! તેં ! ભજ્યો નહિ ભર્તૃહરિ !
ના જન્મ ખોયો ! છે સમય ! લે યોગ ઝટ હૈયે ભરી !

કિરતાર ! જગદાધાર ! છો આધાર આ સંસારના,
પ્રિયકાર ! સર્જનહાર ! છો સૃજનાર આ ભવભારના,
સુખસાર ! પાલનહાર ! છો સરદાર વિશ્વાગારના
ચિત્કાર દુખ દળનાર ! સુણ ઉદ્ગાર આ તનતારના.

તુજ અંકમાં આનંદને આરામ દે બાપુ મ્હને,
હું રંક તન દિલ તપ્ત છે ના શાંતી લેશ રહી મને,
આરામ દે સુખધામ ! ના બીજા ઉપાયો છે હવે,
અગ્નિ મહીં દીલ છે પડયું તેથી હવે તનડું દ્રવે.

હાથે કરી વિષ જામને અંધો બની હું પી ગયો !
બાથે ભરી હું અગ્નિને બસ ! ભેટવા તત્પર થયો !
સાથે ઠરી રામા થકી ના રામને જોયા જરી !
માથે હરિ છે હાય ! મેં અવલોકયું ના પાછું ફરી.

# યોગેન્દ્ર ભર્તૃહરિ.



પંથી પુરૂષ સ્ત્રી બે રહ્યા સહી કષ્ટની વર્ષા ઘણી,
થઈ અંધ અબળાએ કરી નર પાસ નફ્ફટ માંગણી.

વધુ માટે જુઓ પાનું ૨૪.

Krishna Art Works, Bombay 2.

## યોગેન્દ્ર ભર્તૃહરિ.



આપ્યું અમરફળ એમ કહી પ્રિય સુદરીના હાથમાં,
છે બદ્ધ વસ લલના થઇ પ્રિય કાંતની મૃદુ સાથમાં

વધુ માટે જુઓ પાનું ૪૦.

Krishna Art Works, Bombay 2.

રે ! રે ! હવે આ તપ્ત દિલ અનુતાપી અતિશય થાય છે,
દિલડું બળે સમજાય ના આ દેહ કેમ કપાય છે ?
શા કાજ તન મરતું. નથી શું પ્રાણ હજી દુખ સ્હાય છે ?
મન રાજ્યમાં રમતું હજી, આ ચર્ણ વનમાં જાય છે !

સંસારની માયા તજી તન શાંત ઝટ થઇ જા હવે !
વેગે વિભુના પંથમાં મમ પ્રાણ ઝટ વહી જા હવે !
બાપુ ! હવે તુજ ધામમાં આરામ દે લઇ જા હવે !
આવો હરિ ! "શાંતી તને મળશે" પ્રભુ ! કહી જા હવે !

સ્નેહી નથી રે ! કોઇ આ સંસાર—નર્કાગારમાં,
મન જોડવું તેથી હવે વિષ ત્યાગી જગદાધારમાં,
પળાવું નહિ પતિ પત્નિના પાખંડ જેવા પ્યારમાં,
અથડાવું ના અબળા તણા શ્રૃંગારમય અંધારમાં.

એ રીત થઇ સંતપ્ત શ્રી રાજેન્દ્ર વન પંથે વળ્યા,
ત્યાં તમને ઇશ્વર સમા ગોરખ મહર્ષિ છે મળ્યા,
લઈ મંત્ર ત્યાં ઋષી રાજનો ભુપ પુણ્યને પંથે વળ્યા,
વળી યોગના ઉપભોગથી નરરાયના કષ્ટો ટળ્યા

એ રીત એ માહાક્ષેત્રમાં આનંદથી વર્ષો વહ્યા,
"દિક્ષા મને દો યોગની," કહી ભુપ ઋષી પાસે ગયા,
ઋષીરાજ શબ્દો બોલતા જ્યમ સ્નેહની વર્ષા ગળે,
"સંસાર બંધ તુટયા પછી અહીં દેવની દિક્ષા મળે."

"મહારાજ ! મમ બંધો તુટયા હું યોગ્ય છું દિક્ષિત થવા !
ન્હાતો નથી પાછો હવે મમ પત્નિને પંથે જવા !
ચિન્ત ન્હાય તે રીત પારખો ના તોય શ્રધ્ધા જો હશે !
મારૂં અડગ વૃત ભાળતાં ઋષી રાજની શંકા જશે !"

"સંન્યાસીના વસ્ત્રો સજી પટરાણીની પાસે જઇ.
ભિક્ષાન્ન માગી લાવ ઝટ તુજ પત્નિને "માતા" કહી,
અવલોકતાં સ્નેહી છતાં તુજ દેહ લોભાશે નહિ.
દિક્ષિત થવાની યોગ્યતા મળશે જરૂર ત્યારે અહિં."

ભુપ શિષ્ય લઇ ઋષી રાજનો નિજ ગામ પંથે પરવર્યા,
ઉજ્જેનીમાં આવી અહા ! નિજ પત્નિને મ્હેલે ફર્યા,
મહાશોક ! માલવદેશના તુજ કંથ આ ભર્તૃહરિ,
માયા તજીને જાય છે તુજ સ્નેહને આઘે કરી.

સંતાઇ જા ! રવિરાજ ! તું ઝટ અભ્રમાં લજ્જા વડે !
રે ! કેમ કુર કિરણો વડે થઇ ક્રૂર ભૂપ પરે પડે !
જે તાપ તડકાને નહિ જન્મે કદી અવલોકતો,
તે આજ નિજ ચર્ણે જુઓ ! મહા કષ્ટની સામે જતો.

ભુપ પિંગળાના મ્હેલની આનંદથી સમિપે ગયો,
" ભિક્ષાન્ન માતા ! પિંગળા દેજો," કહી ઉભો રહ્યો,
મહાલય મહીં હતી પિંગળા શોકે નયન બેઠી ભરી,
ત્યાં નાંખતા દૃષ્ટિ નીચે નજરે પડ્યા ભર્તૃહરિ.

આવી નીચે આક્રંદથી પોકાર કરતી પ્રેમદા,
પણ શુષ્ક દિલ ભુપનું હવે વૈરાગ્યમાં વ્હેતું સદા,
" માતા મને ભિક્ષાન્ન દ્યો હું છું ભિખારી આપનો,
આપું હિસાબજ હું હવે કિરતારને મુજ પાપનો. "

"ના થાય એ ! ના થાય એ ! વ્હાલા ઉભા રહો વાટમાં,
શોભે નહિ દિનરાત હું ગાળું સદા ઉચ્ચાટમાં,
શાંતી મને મળતી નથી સ્વામી ! હિંડોળા ખાટમાં,
આ દેહને દુખથી હવે પ્રાણેશ ! બાળી દાટમાં.

શોકે રિબાઉં છું અરે ! મુજ પાપ પ્રાયશ્ચિત વડે,
ના રોષ વ્હાલા ! રાખશો પ્રારબ્ધની ઘટના ઘડે.
ના રોષ રંક પરે ઘટે અજ્ઞાન આ અબળા ખરી,"
વચનો સુણી નિજ પત્નિના પાછા વદ્યા ભર્તૃહરિ.

"ભિક્ષાન્ન દ્યો માતા ! હવે મિથ્યા કરો ના આ પળો,
સંસારને ત્યાગી તમે પ્રભુના પરમ પંથે વળો."
"ના થાય મારા નાથ! એ વ્હાલા! વિદેશે ના વળો,
હતભાગીની આ દેહના મુજ આર્તનાદો સાંભળો."

**પીંગળા**—

ધિક્ક યુવા ધિક્ક મુજને, ધિક્ક કામ વિકારજી,
જેણેરે ભૂલાવી મુને સત્યથી, કર્યા નિચ વિચારજી.
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ક્ષમા કરોરે રાજા રંક છું, નારી અજ્ઞાન જાતજી,
અન્ય વખત એવું નહીં કરૂં, લાજ્યા માતને તાતજી,
ભેખરે ઉતારો રાજા ભરથરી

ભરથરી—

કપટ રૂપી રાણી પિંગળા ! એ શું બોલો વચનજી,
રાજરે તજ્યું તુજ કારણે, જો વિચારીને મનજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા.
તુરે ખોટી ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી,
અલખ જગાવું વને એકલો, જેથી પામું ઉદ્ધારજી,
ભિક્ષા દેને મૈયા પિંગળા.

પીંગળા—

રહોનો રાજા રસોઇ કરૂં, જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવું ક્ષણ એકમાં, જમીએ આપણ સાથજી,
ભેખરે ઉતારો રાજા ભરથરી.
મઢીરે કરાવું રંગ મહેલમાં, રાખું ગુપ્ત અવાસજી,
જેમરે જાણે નહીં જગતમાં, સાધો જોગ રહી પાસજી,
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ભરથરી—

મહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન મૈયા શું કરૂં, નથી ભોગની આશજી,
ભિક્ષા દેને મૈયા પિંગળા.
વાગી જંગલના જોગી અમે, નહીં ગામમાં વાસજી,
ત્રિના ચેલાથી અળગો રહું, નહીં નારીનો પાશજી,
ભિક્ષા દેને મૈયા પિંગળા.

**પીંગળા—**

ભગવા જોઇ રાજા ભરથરી ! દાવાનળ દિલ થાયજી,
'માઇ' કહો ન મારા કંથજી, લાગે દેહમાં લાયજી:
ભેખરે ઉતારો રાજા ભરથરી.

**ભરથરી—**

વધુરે શું વદું મૈયા પિંગળા! કરું અરે કેટલો ઉચ્ચારજી,
બંધુરે જેવો બંધુ તજ્યો, માર્યો વચનનો મારજી:
હવેરે રાજને મૈયા શું કરું.

**પીંગળા—**

વાંકીરે વિધાતા મુને ભૂલવી, લખીયા લેખ તે લલાટજી.
આનું રે પ્રાયશ્ચિત હવે હું શું કરું મારગ આપો પૃથ્વી
માતજી;
ભેખરે ઉતારો રાજા ભરથરી.
ત્રણુસો નારીરે અન્ય આપની, માલવપતિ મહારાજજી,
એકને કારણે એને નવ તજો પાપી પિંગળાને કાજજી.
ભેખરે ઉતારો રાજા ભરથરી.

**ભરથરી—**

મોહ છોડી દે મૈયા પિંગળા ! પ્રીતે કર સતસંગજી,
મગુરે નથીરે કોઇ કોઇનું, આ સંસાર પતંગજી;
ભિક્ષા દેને મૈયા પિંગળા.
દેતી હો તો ભિક્ષા દે મુને, નહીંતર કરું ગૃહ ત્યાગજી.
ગુરુજી મારારે રોષે થાશે, ચાલી જાય જમાતજી.
ભિક્ષા દેને મૈયા પિંગળા.
(ભર્તૃહરિ નાટકમાંથી.)

હારી બિચારી પિંગળા પછી પૂર્ણ પશ્ચાતાપથી,
ભિક્ષાન્ન અર્પ્યું ભૂપને ભયથી ઉરે શુધ્ધિ નથી;
નૃપ અન્ય ત્રણુસો સાંઠ નિજ પત્નિ થકી ભિક્ષા લઇ,
પાછા વળે ત્યાં મુગ્ધ કૃષ્ણા કન્યકા મળવા ગઇ.

" બાપુ ! બગાડો ના તમે મારી મધુરી જીંદગી,
વગડે વસો ના તાતજી ! ચાલી ગઇ માતા સગી,
બાપુ અને બા બે જતાં આધાર ના મુજને રહ્યા,
શા પાપ આવીને નડ્યા હરિ ! વજ્રનો ઘા છે થયો.

ના લગ્ન પણ મારૂં થયું મુજને તજો ના એકલી ! "
" ના શોક કર, સંસારમાં ના સાર છે બાળા ભલી !
હું તાત તારો છું નહિ; સ્વામિ હવે સંસારનો,
છે વ્યર્થ માયા વિશ્વની આ ખેલ જગદાધારનો.

તજી લગ્નની લગની સજી કંથા ગળે સંન્યાસ લે !
છોડી મહાલય મ્હેલને વનપંથમાં જઇ વાસ લે !
સંસારની માયા મુકી પ્રભુ ભક્તિના પ્રિય શ્વાસ લે !
તમ વિશ્વનો ત્યાગી પરમ કિરતારનોજ પ્રકાશ લે !

બાળા ! સ્મરી મમ સ્નેહને મિથ્યા હવે રોતી નહિ !
આ અંધ છે અવની બધી ત્યાં પ્રેમથી જોતી નહિ !
ધરણી બધી તુજ અશ્રુના જળથી હવે ધોતી નહિ !
કાયા દીધી સત્કર્મમાં તે અન્યથા ખોતી નહિ !

કૃષ્ણા ! નહી પડતી કદી માયા તણી જંજાળમાં,
વસવું નહિ વ્હાલી ! હવે સંસારની મહા જાળમાં,
સ્નેહી સગા બાળા ! ન કોને ધારતી કલિકાળમાં,
મન વાળ બેટા ! તું તજી જંજાળ શ્રી જગપાળમાં.

ના દેહને વિષ વેગમાં ગંદા કરીને ગાળવા,
ના કાગને જઇ હંસની હદમાં કદાપી વાળવા,
કદંર્પ છે મહા સર્પ ના તેને પ્રણયથી પાળવા,
એ વેગને બાળા ! જરૂર સ્મરશત્રુ થઈને ટાળવા,

વિશ્વેશને સ્મરવા થકી ગતિ થાય સારી આપણી !
ના દેહ વ્યર્થ ગુમાવવી આ પ્રાણ છે મોંઘો મણી !
પ્રભુ આશ્રયે જા! લાડકી ! જગને અકળ માયા ગણી ;
આશિષ છે તુજ બાપની—ના નમ્ર સંન્યાસી તણી !

ભુપ એમ વચનો ભાખતા સમજાવતા બહુ સ્નેહથી,
પણ સ્નેહ કૃષ્ણાનો અહા ! કૈં લેશ દુર જાતો નથી,
પોકાર પુષ્કળ પાડતી આક્રંદ કરી બાળા રડે,
વળિ વળિ વિનવતી વેગથી વિનયે વિનિત વાણી વડે.

કૃષ્ણા—"પિતાજી ! આ કોપ તમે શો કર્યો;
જોગી વેષ બાપુ ! શીદને ધર્યો.
મરી ગઇ છે માત, વળી જાઓ તાત;
પિતા ઓથ કોની છે. ઓરમાન માત.
ન બાપી કરી બાપુ ! જાશો નહીં;

(ભર્તૃહરિ નાટકમાંથી.)

ભિક્ષા લઈ કૃષ્ણા તણી ભુપ પંથ પોતાને પડયા,
વિરહી જનો ઉજ્જેનીના પોકાર પાડીને રડયા,
ચાલ્યો અવંતીને તજી યોગેન્દ્ર શ્રી ભર્તૃહરિ,
ના દિવ્ય મુર્તિ શોભાવતા નર કેસરી આવ્યો ફરી.

ભિક્ષાન્ન લઈ ગુરુઆશ્રમે નૃપ દેશ છોડીને ગયા,
એ ભદ્ર મુર્તિ ભાળતાં ગોરખ અતિ વિસ્મિત થયા,
દિક્ષા લીધી તે દિવસથી માયા મુકી જગની ખરી,
વિખ્યાત સહુ વિશ્વે થયા યોગેન્દ્ર **'શ્રી ભર્તૃહરિ.'**

અબળા તણા અભિલાષમાં આયુષ્ય આખું ગાળતા,
જે પ્રેમથી નિજ દેહને પ્યારી ગણી સંભાળતા,
પુષ્પો તણી શૈયા હતી શિર છત્રદાની શોભતી,
આરોગવા મિષ્ટાન્નને વિધવિધ વિમળ વાની હતી.

તે સંત થઈ સૃષ્ટિ વિષે રાખે શયન પાષાણનું,
ચિંતા તજી કાયા તણી ના ભાન રાખે પ્રાણનું,
શિરછત્ર છે આકાશનું ધરતી પથારી છે પડી,
આરોગતા આનંદથી તે આજ પડીએ રાબડી.

પ્રતિ રોજ ગોરખનાથનો ઉપદેશ શ્રવણે સાંભળે,
મહારાજને મુખડે થકી બહુમુલ્ય મુકતાફળ ગળે,
વાણી વિનયવતીએ સુણી પાષાણ પણ પુષ્પે ચળે,
તો ભદ્ર દિલ ભુપનું પછી તે યોગમાં નવ કાં વળે ?

માલવપતિ થઇ અંધ જે રમતા અહા! કંદર્પથી,
તેના હૃદયમાં આજ રે! કૈં મોહનો છાંટો નથી,
જે પત્નિને વ્યભિચારથી પ્હેલાં અતિ વિક્કારતા,
તે આજ સહુ જીવ માત્ર પર દિલથી દયા દર્ષાવતા.

ના વાંક દુનીયાંનો કશો મહા કામનું બળ આકરૂં,
સંસારમાં કંદર્પનું તોફાન વ્યાપ્યું છે ખરૂં,
અવની વિષે અનિતિ તણા છે જન્મ કુસુમાયુધ વડે.
પ્રાણી અહો! લોભાઇને વિષના વિષયમાં જે પડે.

રચી શતક ભર્તૃહરિ તણુ તહિ શાંત જીવન ગાળતા,
ભુપ મોક્ષને પંથે પળ્યા દિલથી ખરાબી ખાળતા,
આશ્રમ તણી પાછળ તહાં ગાઢી ગુફા શોભી રહી,
તપ આદર્યું મહા આકરૂં ત્યાં શાંતીમાં તેણે જઇ.

સાધી સમાધી સ્નેહથી રાખ્યું હૃદય કિરતારમાં,
તજી અન્ન જળ તપ આદર્યું રમવા પ્રભુના પ્યારમાં,
અસ્થિ, રૂધીર ને માંસ પણ થઇ જીર્ણ પામ્યા નાશને,
આત્મા મળ્યો જઇ, બંધને તજી, બ્રહ્મ-પૂર્ણ પ્રકાશને.

શતકો રચી શૃંગારને વૈરાગ્ય ન્યાય નિતિ તણાં,
રાજર્ષિ નિજ પ્રતિભા વડે વિખ્યાતિ પામ્યા છે ઘણાં,
નિજ કાવ્યશકિત ગ્રંથ એ જગને રચી સાદર કરી,
**“ છે ધન્ય રાજર્ષિ તને કવિ કુલમણિ ભર્તૃહરિ! ”**

પ્રમદાતણા પાપે પ્રજાળી ખાખ કીધી દેહની,
વેગો શરીરના ટાળતા બહુ શાખ કીધી દેહની,
વર્ષો વિત્યા પણ કિર્તિએ ભુપની હજી કરમાય ના,
સૌરભ સુખદ રાજેન્દ્રની દુર થાય ના—પલટાય ના.

જે દિવસથી ભુપ દેશને ત્યાગી પરમ પંથે ગયા,
તે પળ થકી મહારાણીના દુઃખે દિવસ જાયે વહ્યા,
કરતા ડરી ના પાપને પાછળ હવે પસ્તાય છે,
નિજપાપથી દિલ તેમનું રે ! ભસ્મ પ્રજળી થાય છે.

" છે ધિક્ક મારી દેહને કામે ભુલાવી હાં! મને, "
સંતાપ લાગ્યો આપતી ધિક્કારતી કંદર્પને,
નિશ્વાસ અતિશય નાંખતી શ્યામા સદા સંતાપતી,
દિલ શોકદરીએ રાખતી ઉદ્ગાર દુખના ભાખતી.

" વ્હાલા વિદેશે છે ગયા મુજ પ્રાણ કાં જાતો નથી ?
જમદૂત પણ મુજ દેહને કિરતાર ! કાં ખાતો નથી !
વાયુ પ્રલયનો કેમ આ કાયા પરે વાતો નથી !
પાપી ! હરામી ! પિંડ કાં મૃત્યુ હજી ચ્હાતો નથી !

મુજ પાપથી માલવભુમિ બહુ દુઃખ દરીએ જે પડી,
મુજ પાપથી પ્રિય કંથની કાયા અરણ્યે છે સડી,
મુજ પાપથી પતિ દેહને હાં ! દુઃખની સાથે જડી,
મુજ પાપથી સંસારમાં રે ! ઝેરની વૃષ્ટિ પડી.

અનુરક્તિ અતિશે રાખતા જે મોહથી મારા પરે,
બોલ્યું ન વેણુ ઉથાપતા રાજી મને કરતા ખરે,
મુજ કર્મના મહા કષ્ટથી નૃપ તેજ વનમાં સંચરે,
કાં પાપમય કાયા હજી આ તોય મારી ના મરે!

બળીજા! અરેરે! દેહ આ નિર્દોષને સંતાપ ના,
વળીજા! વિભુને આશ્રયે રે! કષ્ટ મારૂં કાપ ના,
ભળીજા! ભલાઇમાં હવે ધીરતા હૃદયની માપ ના,
ગળીજા! જીગર મહાકાળ! તું હરિ! કષ્ટ કાંતીલ આપ ના.

મુજ પાપના પરિતાપથી ભડભડ ચિતા હૈયે બળે,
ના નેત્રથી તોયે અરે! કંઇ બુંદ અશ્રુના ગળે;
વ્યવહાર જીવ કાયા તણો કાં શોકથી પણ ના ચળે,
શી રીતથી વ્હાલા! હવે ફરી દેખવા નયને મળે.

છે દોષ મુજ તોયે હરિ! કાં દંડ તું આપે નહિ?
આયુષ્યની દોરી અરે! કિરતાર! કાં કાપે નહિ?
પીધું હળાહળ કામનું એ ઝેર કાં વ્યાપે નહિ?
રે! વજ્ર! કાં મુજદેહને થઇ ક્રૂર તું કાપે નહિ?

મારૂં વદન અવલોકતા ધિક્કાર લોકો આપતા,
"વ્યભિચારીણી વામા" કહી મુજ દોષને દરશાવતા,
ફિટકાર આ કાયા પરે ક્રોધે પછી વર્ષાવતા,
પણ કોઈ હણવા દેહને ખંજર ન સાથે લાવતા,

ના ! ના ! હવે આ દેહને પય પાઇ મારે પાળવી,
સ્વામી જતાં સંસારથી કાયા નથી સંભાળવી,
વિષ પંથમાં વૃત્તિ હવે મારે ન પાછી વાળવી,
ઉપવાસથી આ દેહકી દઇ કષ્ટ કાંતીલ ગાળવી.

સંતાપનારી સર્વને શું હુંજ હાય ! અભાગીણી !
શું પાપ, સંતાપે ભરી નકકી પ્રભો ! નિર્ભાગીણી !
અંધી બની કુપમાં પડી નીચ નર્કની અધિકારીણી !
હા ! હુંજ થઇ સંસારમાં પરમાર કુલ સંહારિણી !

પૃથ્વી તણા મહા ભાગ્યને પલટાવનારી હું હતી !
લોકેશને સૌંદર્યથી લલચાવનારી હું હતી !
પ્રાણેશને આઘે જતાં અટકાવનારી હું હતી !
રે ! હાય ! તે કાયાપરે દુખ લાવનારી હું હતી !

હજી અન્ન માલવ દેશનું આ દુષ્ટ કાયા ખાય છે,
ઓ દુષ્ટ રંડા ! કાં હજી જીવવું જગતમાં ચ્હાય છે ?
નિર હીણ નવાણા છે હજી કાં પંકમાં જઈ ન્હાય છે !
કાં માલવા ! વિષવૃક્ષને પય પ્રેમ રાખી પાય છે !

રે ! ભંગ ભારે મેં કર્યો વ્હાલા તણા વિશ્વાસનો !
અધિકાર છે મારે શીરે જનરંકના નિશ્વાસનો !
છે યજ્ઞ મેં અહીં આદર્યો સંસારના મહાનાશનો !
થા ! બંધ થા ! વ્યવહાર ઝટ મુજ દેહના ઉચ્છ્વાસનો !

વ્યાધિ વધ્યો આ દેહમાં પણ બ્હાર કાં આવે નહિ !
" તૈયાર થા ! " યમદેવનો સંદેશ કો લાવે નહિ !
મૃત્યુ તણી ભકિત અરે ! રે ! કોઇ સમજાવે નહિ !
મરવા પ્રયત્નો આદરૂં પણ યત્ન એ ફાવે નહિ !

રે ! રે ! જગતમાં જુલ્મથી જીવનાર લોકો ! આવજો !
ખંજર, તમંચા ને તીરો ભાથે ભરીને લાવજો !
આ પ્રાણને કિરતારના ગૃહદ્વારમાં પધરાવજો !
" મૃત્યુ ચહુ હું " દેવને સંદેશ કોઇ કહાવજો !

વ્હાલી તિરસ્કારી હવે કાયા ધરૂં એ પાપ છે !
આ જીંદગી સુખથી હવે પુરી કરૂં એ પાપ છે !
ભુતપૂર્વના વૈભવ ! તને પાછો સ્મરૂં એ પાપ છે !
આયુષ્યને ઇચ્છું હજીરે ! રે ! ખરું એ પાપ છે !

કાં શોક હૈડે થાય પણ સંબંધ તન છોડે નહિ !
કિરતાર કેરા ચર્ણમાં કાં પ્રાણ મન જોડે નહિ ?
તૃષ્ણા હજી આયુષ્યની આત્મા અહા ! તોડે નહિ!
રે ! કુંભ આ કાયા તણો કિરતાર કાં ફોડે નહિ ?

મહા પાપ મેં અહીં આદર્યું તેનું હું પ્રાયશ્ચિત કરૂં !
રે ! કેમ દુખ વેઠયા વિના આ દુષ્ટ કાયા પરહરૂં ?
શિક્ષા પુરી પામ્યા પછી હું દેહ છોડી સંચરૂં,
મુજ કાજ સૃષ્ટાએ સુજ્યું છે એજ પ્રાયશ્ચીત ખરૂં.

ભુખથી રિબાઉં તોય કો ના અન્ન મુજને આપતા,
જલ પાઇ મુજ ઉરશોષને ના કોઈ આવી કાપતા,
છે દેહમાં શો રોગ તે ના વૈદ ! કોઇ માપતા,
વિષ મેં પીધું મૃત્યુ થશે તેની અસર ઉર વ્યાપતા.

થઇ અંધ મેં મદને અરે ! કાયા બગાડી છે ખરી !
એ પાપથી બચવા હવે શિક્ષા શું આપે શ્રીહરિ !
સ્વામી થયા સંન્યાસી પણ ના કેમ આ કાયા મરી ?
મુંજ બ્હીકથી મૃત્યુ ગયું ન્હાસી હું કુલટા છું ખરી !

આશા તજી અવનીતણી સુખમાં અનુરકિત નથી.
તૃષ્ણા તુટી સંસારની આ દેહમાં શકિત નથી,
વૈભવ વિલાસોની હવે ઉરમાં કશી ભકિત નથી.
શું પ્રાણ મારા પરહરે એવી પ્રબળ વ્યકિત નથી ?

દુર્ગંધમય મુજ દેહમાં આત્મા અમર હરિએ કર્યો.
દિલમાં વસે જો દેવ તો તે પાપથી નવ કાં ડર્યો ?
ઉલ્લાસ ભોગ વિલાસનો હદ ખૂબ છોડી પરવર્યો !
કાયાતણો આ કુંભ મેં અનુતાપના જળથી ભર્યો !

સુરનાથ સમ સ્વામી હતા તન તેજવાળું, શોભતા !
મમ દુષ્ટ સુખ આધું કરી મૃગયા મહીં પણ ના જતા !
અમૃત મુખે માંડયું નહિ મેં શુધ્ધ ગંગા જળ છતાં !
હા ! કામને દરીએ પડી ખાધી ભયંકર મેં ખતા !

"ચંડાળ પાલક અશ્વના! તુજપર હઝારો શ્રાપ છે.
આ દગ્ધ દીલના દુષ્ટ એ પાપી પરે સંતાપ છે,
ઉરમાં ભર્યો દુખ શોકનો, પસ્તાઉ છું! પરિતાપ છે.
મુજ ભસ્મ સૃષ્ટિને કરે એવો વિરહ આલાપ છે.

ઓ દુષ્ટ! આ અવની થકી તારો પ્રલય નિશ્ચે થજો.
તુજ દેહ ઓ ચંડાળ! ભડભડ કાષ્ટ વત પ્રજળી જજો,
આ શાપના શબ્દો હળાહળ વિષ થૈને વ્યાપજો.
એ દુષ્ટના અંગો હરિ! થૈને દયાહિન કાપજો

કિરતાર! વિનવું કાન્તના કષ્ટો બધા હરજો તમે,
એ દિવ્ય કાયા રક્ષવા પ્રિય સાથ જૈ ફરજો તમે,
અંતિમ વિનંતી આટલી દિલમાં પ્રભો! ધરજો તમે,
નિર્ભાગીની કાયા પરે રે! રે! દયા કરજો તમે.

આપો ક્ષમા પિતુમાત! મેં લજવ્યા તમોને છે અતિ,
થાશે ન મારા પાપથી સ્વર્ગે તમારી સદ્ગતિ,
છેલ્લા પ્રણામો છે હવે દુનિયા તજી હું જાઉં છું,
દેવા જવાબો પાપના હરિ પાસ હાજર થાઉં છું!"

એવું વદી બેભાન થૈ બહુ ક્ષોભથી અબળા પડી,
"ઓ નાથ! વ્હાલા કયાં ગયા?" કહી શોકથી સલુણી રડી,
પાગલ સમી પ્રમદા થઇ મહાલય વિષે બહુ આથડી,
સંતાપથી તેણે કરી બહુ રોઇ રાતી આંખડી,

બેભાન થૈ પ્રમદા પડી જળ અન્ન કૈં ખાતી નથી,
જોવા જગતને સુંદરી તજી મ્હેલ નિજ જાતી નથી,
એ રીત કૈં દિવસો જતાં બહુ શુષ્ક તે કાયા થઈ,
સુફી પાપ પાછળ પિંગળા તન તાપથી સ્વર્ગે ગઈ.

નરનાથ જઈ વનમાં વસ્યા પ્રમદા વળી પરલોકમાં,
દિવસો અવંતી ગાળતી દુઃખદર્દ ને મહા શોકમાં,
ના સ્વાસ્થ્ય ! કોને સાંપડે રસ્તા સુના સહુ છે થયા,
છે શોકની છાંયા બધે આનંદના દિવસો ગયા !

છે શુન્ય મંદિર મ્હાલયો કાળા ઉડે છે કાગડા !
છે બંધ ચૌટા ચોકને વેચાણુના મથકો વડા !
સંભાળવા સહુ લોકને સચીવે વ્યવસ્થા છે કરી,
શોધાવી વિક્રમદેવને ચિંતા જગતની પરહરિ.

વિક્રમ વળ્યો પાછો પુરે લઈ તાજ ધાર્યું શિરપરે,
શોકે વદ્યો, " હાં! ભાગ્ય છે બળવાન મિથ્યા ના ઠરે",
કલ્પાંત આમ ઘણો કરી પછી શાંત વિક્રમ છે થયો,
વર્ષો જતાં પછી શોક એ આનંદમાં પલટી ગયો.

* * *

આજે અવંતી છે હવે અલબેલડી આનંદથી,
ના તાપની છાંયા રહી વળી કલેશ કે કજીયો નથી,
વિક્રમ રહી નિજ તખ્તપર સઘળા જગત ને પાળતો,
પાપી અપાપી સર્વને બહુ સ્નેહથી સંભાળતો.

* * *

કન્દર્પના પાપે ગયા ભુપ મ્હેલ છોડી જંગલે,
વિખ્યાત એ ઘટના વડે દિલ તોય દુનીયા ના બળે,
માતા સમી પટરાણી તે નિજ પાપથી સ્વર્ગે ગઈ,
ભાવી પ્રબળ છે સર્વથા તેથી ખરાબી છે થઇ.

કરૂણા કરી હરિએ ફરી વિક્રમ વસ્યો ગાદીપરે,
રજની જતાં દિનકર ઉગે ત્યમ કષ્ટ દૂર ગયું ખરે,
નિજ ધર્મને સંભાળતો વિખ્યાત નિજ કિર્તિ કરી,
કષ્ટો હરિ સંસારના નિજ ભાગ્યમાં પ્રભુતા ભરી.

* * *

એ રીત માલવરાજને વ્યભિચારી રાણી પીંગળા,
પ્રભુ ધામમાં જૈને વસ્યા સંસારની ત્યાગી કળા,
બાજી પિંગળાની જે કથા અહીં લોકમાં કહેવાય છે,
તેના થકી છે પિંગળા સતિ એમ નિશ્ચય થાય છે.

"જ્યારે સ્વયંવર પિંગળાનો યોગ્ય વય થાતા કર્યો,
અબળા તણા અભિલાષથી ભર્તૃહરિ ત્યાં સંચર્યો.
માર્ગે જતાં ભડભડ થતી મોટી ચિતાને ભાળતા,
"આશું સચીવ! અહીં થાય ત્યાં રાયે પૂછયું વિસ્મય થતા ?"

"મહારાજ ! અબળા એક નિજ સ્વામી જતાં પરલોકમાં,
નિજ પ્રાણ પાછળ આપતી વ્હાલા તણા મહા શોકમાં,"
એ સાંભળી ભર્તૃહરિ વિસ્મિત થયો બહુ અંતરે,
શંકા થઇ, "મુજ પત્નિ પણ પ્રેમાળ છે આવી ખરે !!"

પૃથ્વિપતિ પ્રિતિ પેખવા પરણ્યા પ્રથમ પત્નિ તણી,
કુતુહલ વધ્યું ઉરમાં બહુ આશા થઈ હૃદયે ઘણી,
અનુચર થકી કપટે તહાં સંદેશ રાયે પાઠવ્યો,
"મૃગયા મહી ભુપ ભક્ષ થઇ હરિનો અહા ! સ્વર્ગે ગયો."

સંદેશ એવો સાંભળી બહુ પિંગળા શોકે રડી,
"ઓ નાથ ! હું આવી મળુ" કહી ભાન ત્યાગી તે પડી,
કહે છે બધા "ના શોક કર તુજ લગ્ન ભુપથી ના થયું !
તેના પ્રથમ ભુપ સ્વર્ગમાં ચાલી ગયા તો શું ગયું ?"

"ના થાય એ ! ના થાય એ ! દેહ લગ્ન ઘડી ઘડી થાય છે,
પણ આત્મનું મહા લગ્ન તે વળી એકવાર રચાય છે !
હાં ! પ્રાણ તેને દઈ ચુકી પછી ભાણ મુજ સ્વર્ગે ગયા,
વ્હાલા ન કો વિશ્વે હવે મુજ દેહ કાજે છે રહ્યા.

એવું કહી ખડકી ચિતા કન્યા કુમારી એ હતી !
તોએ મરણ પામી પડી કહી, "દેવ દો મારા પતિ !"
સુણતા ખબર એ શોકની ભર્તૃહરિ ઘેલો થયો,
વ્હાલી વિયોગે રાજ્યને ત્યાગી વિરાગી થૈ ગયો.

પશુ પક્ષી વૃક્ષ વિશાળને 'પ્રિય પિંગળા !' કહી ભેટતો,
વામા તણા વિરહે વળી બહુ દુઃખ દિલપર વેઠતો,
એવા અરણ્યે ભુપને ગોરખ મહાષ છે મળ્યા,
ઉપદેશ તેનો સાંભળી નરદેવના દુખડાં ટળ્યા.

થઇ યોગરતઃ પછી તેમણે 'રાજર્ષિ' એ પદ મેળવી,
કાયા સદા કિરતારને કાજે બરાબર કેળવી,
પણ વાત આ કહેવાય છે તે પીંગળા જુદી હતી,
ચંદ્રાવતીના નાથની એ પીંગળા પત્નિ થતી.

પરમારની પ્રભુતા હતી આબુ અવંતી બે વિષે,
તેથી ભયંકર ભૂલ આ થઇ છેજ એ ચોકખું દિશે,
પરણ્યા પ્રથમ ભુપ જો કદી ત્યાગી થવાને સંચરે,
અનુભવ વિના શૃંગારના શતકો કહો કયાંથી કરે ?

* * *

" એ વાતને આ વિશ્વમાં કંઇ વર્ષના યુગ છે વહ્યા,
પણ તોય ભર્તૃહરિ તણાં સ્મરણો નથી ઝાંખા થયા,
વિહરે પ્રણયથી જ્યાં લગી શશી સૂર્ય બંને નભ પરે,
રહેજો સ્મરણ રાજેન્દ્રનું જયમ સિંધુમાં જળ સંચરે.

યોગેન્દ્ર, રણધીર, શ્રેષ્ઠ વીર અમ આર્ય ભુમિમાં પાકજો,
અમ આર્ય પ્રભુતાને પ્રભો ! નિજ ભોગથી વિકસાવજો,
ખિલજો ખચિત ઉર ભાવના મહાભવ્ય અમ હિંદુત્વની,
અભિલાષ એ પ્રિય ભારતી! તુજ રંક તન "કર્ણિકની."

**ઓરૂમ ॥ શાંતી શાંતી શાંતી. ॥**

**સમાપ્ત.**

# લાલ દીવો.



અજ્ઞાન કેરી આગગાડી આંખ મીંચી દોડશે,
કઈ હિંદ કેરાં બાળ ખૂંદી જીવનદોરી તોડશે.

વધુ માટે વાંચો લાલદીવો.